બાળકપણાની અવસ્થામાં જે તત્ત્વ " હું " રૂપે હતું તેજ તત્વ અત્યારે પણ તમારામાં " હું " રૂપે વિરાજે છે. અને ભાવિમાં તમે વિપુલ ધનવાન, જ્ઞાનવાન, શક્તિમાન અને ઇશત્વ સંપન્ન થશો તો પણ એજ " હું " ત્યાંનું ત્યાં રહેશે તે દિવ્ય સ્ફુલીંગનો પ્રકાશ કદીજ ઓલાવાનો નથી.

આ જમાનાની મોટી જનસંખ્યામાં " હું " પણાની વાસ્તવિકતાનો ખ્યાલ બહુજ મંદ વર્તે છે અલબત તેઓ પોત છે એમ તેઓ કબુલ કરે છે, અને તેઓ ખાય છે, ઉંઘે છે, જીવે, છે, વ્યવહાર ચલાવે છે, એ આદિ રૂપે તેમને પોતાપણાનું ભાન પણ અનુભવાય છે પરંતુ એ ભાન એક પશુ કોટીના જીવાત્માઓના ભાન કરતાં બહુ ઉંચી કોટીનું ગણાય નહિ આત્મા સામર્થ્ય અને પ્રભાવનું એક મહાન કેન્દ્ર છે એ સાક્ષાત્કાર પ્રત્યે હજી સમાજ જાગૃત થયો નથી. એ ભાન ઉદય થતાંની સાથેજ માણસ બદલાઇ જાય છે અને તેનામાં અપૂર્વ વર્ચસ્ પ્રતીત થવા માંડે છે. કેટલાક ઉપયોગ રહિતપણે આ પ્રકારના ભાવનાવાળી સ્થિતિમાં ન્યૂનાધિક અંશે આવેલા છે. સામાન્ય જનવર્ગની મર્યાદાઓ ઉલ્લંઘી કોઇ નવી સૃષ્ટિમાં પ્રવેશ્યા હોય એમ તેમને જણાય છે. આવા મનુષ્યો વિશ્વમાં શુભ અથવા અશુભ પ્રકારની મહાન સત્તા ચલાવી શકે છે. જે મનુષ્યોને થોડે ઘણે અંશે પણ પોતાનું સ્વત્વ હાથ લાગે છે તેઓ આસપાસના વિશ્વ ઉપર પોતાનો અમલ બેસારી શકે છે. અને દુનિઆને પોતાના સંકલ્પ પ્રમાણે ચલાવી શકે છે. આમ થાય છે એ કેટલેક અંશે કમનસીબ ભરેલું છે. પરંતુ " હું " પણાના ભાનમાં પ્રવેશવા સાથે જે પ્રકારનું જ્ઞાન જોઇએ તે જ્ઞાનની ખામી હોય ત્યાં એમજ બને છે.

" હું " નો સાક્ષાત્કાર કરવા ઇચ્છનાર પોતે એક સામર્થ્ય અને પ્રભાવનું કેન્દ્ર છે એમ કબુલ કરવું જોઇએ. અને તે પ્રકારે અનુભવવું જોઇએ. આ તેનો પ્રથમ પાઠ છે. આ અર્થમાં અને આ સમજણ સહિત " હું " શબ્દને તમારામન ઉપર

દૃઢપણે અંકિત કરો અને તમારી જ્ઞપ્તિના ઉંડા અંતસ્તમ પ્રદેશમાં એને મૂળ ઘાલવા દો. ક્રમે કરીને તે તમારા જીવનમાં ઓતપ્રાત થતું જસે. પછી તમે જ્યારે જ્યારે "હું" એ શબ્દનો ઉચ્ચાર કરો ત્યારે ત્યારે તે શબ્દ સાથે સંકલ્પબળ, સામર્થ્ય અને પ્રભાવની ભાવનાને પણ જોડતા જાઓ. તમે તમને એ પ્રકારે નિરંતર જોવાની ટેવ પાડો. તમે ઊપર કહ્યા તેવા પ્રકારના સત્તાવાન કેન્દ્ર છો અને તમારી આસપાસ તમારી સૃષ્ટિ ફર્યા કરે છે, એ ભાવનાને આરૂઢ બનાવો. જ્યાં જ્યાં તમે જાઓ ત્યાં ત્યાં તમારા વિશ્વનું કેન્દ્ર પણ સાથેજ છે એમ જુઓ. તમે એક અચળ, અમર અને સત્તાપૂર્ણ જ્ઞપ્તિનું બિંદુ છો અને આસપાસનું વિશ્વ તમારી આસપાસ તેની નિયત કક્ષામાં ફર્યા કરે છે એમ જોતા શીખો. અધ્યાત્મવિદ્યાની મહાદિક્ષાનું આ પ્રથમ સૂત્ર છે.

આ પ્રકારના અનુભવને દૃઢ કરવાની અનેક વિધિઓ છે. તેમાંથી એક સૌથી અધિક પ્રચાલત આ પ્રકારે છેઃ—શાંતિવાળા સ્થાનમાં સ્થિર આસને બેસી "હું" છું એ મંત્રનો ધીરેધીરે, ગંભીર પણે થોડો વખત જાપ કરો. આમ કરવાંથી મન "હું" ની ભાવના ઉપર કેન્દ્રીભૂત થાય છે, અને એ ભાનને આધકાધિક બળવાન બનાવે છે. ઇંગ્લાંડના સુવિખ્યાત રાજ્યકવિ લૉર્ડ ટેનીસે આ કળા સિધ્ધ કરી હતી. તે લખે છે કે તેની પ્રતિભા તેણે આજ પ્રકારે જાગ્રત કરી હતી. તે નિરૂપદ્રવ સ્થાનમાં જઇ ઘણીવાર પોતાનું નામ ધીરે ધીરે ઉચ્ચારતો અને તેજ વખત પોતાના સ્વત્વ (identity) ઉપર તે એકાગ્ર ચિત્ત બની જતો. તે પોતાની ડાયરીમાં લખતો ગયો છે કે, એમ કરવાથી તેને પોતાના સત્પણાની અને અમરત્વની પ્રતીતિ થઇ હતી. ઘણાં અપૂર્વ કલ્પક (original) લેખકો, વિચારકો અને કવિઓ આ પ્રકારેજ પોતાના વાસ્તવ સામર્થ્યના પ્રભવસ્થાનને શોધી શક્યા છે.

ઘણા મનુષ્યો હું એ શરીર છે એવા પ્રકારના ભાંનમાંથી મુક્ત થઇ શકતા નથી આ વિઘ્નનું નિવારણ આત્મા, દેહ અને મનથી

સ્વતંત્ર છે એવા પ્રકારનો નિશ્ચયથતાં થાય છે. ઘણા મનુષ્યોને આ પ્રકારને સાક્ષાત્કાર એક ચમકારાની માફક તુર્તજ થાય છે અને ઘણાને દીર્ઘ અભ્યાસના અંતે થાય છે તે અભ્યાસ આ પ્રમાણે સિદ્ધ કરવો યોગ્ય છે; લુગડાની જોડને જેમ તમારાથી તમે અત્યંત ભિન્ન અને એક ઢાંકણરૂપ માનો છો તેમ શરીર એ તમારા વાસ્તવ "હું" નું ઢાકણ અથવા હથીઆર છે એમ ચિંતવો; શરીરથી તમે છુટા પડો તોપણ તમારૂં "હું" કાયમજ રહેવાનું એમ કલ્પના વડે જોવાનો અભ્યાસ રાખો શરીરથી જાણે છુટા પડી ગયા છો અને એક વસ્ત્રના ઢગલાની જેમ છેટે પડયું છે એમ મનોમયરીતે જુવો અને તે વખતે શરીર એ તમારૂં ખોખું અથવા કોશ હતો અને હાલ તમે એ ફેંકી દીધું છે એમ કલ્પો. શરીર તમારા અધિપત્ય તળે તમારા યંત્રરૂપે છે અને તમે તેને ગમે તેવું બનાવવા અને તમારા અનુકૂળ આવેષ્ટનરૂપે વાપરવા મુખત્યાર છો એમ જુવો. દેહ અનેક છુટા અને પરિવર્તનશીલ પરમાણુઓનો સંઘાત છે. અને તે તમારા સંકલ્પ–બળ વડે અથવા તમારા "હું" ની આજ્ઞા વડે એકત્રરૂપે ઉભો છે એમ જુવો. ટુંકમાં તમે થોડા વખત માટે આ દેહને ધારણ કર્યાં છે અને તમારી સગવડ સચવાય તેટલા માટે એક ધર્મશાળાની માફક વાપરો છો એમ અનુભવો.

અભ્યાસ સિદ્ધ થયા પછી દેહ સંબંધી ભાવના નડતી બંધ થઇ જશે અને "હું" નો વાસ્તવ આત્મસ્વરૂપ સાથે અભેદ બન્યા પછી દેહ એ "હું" છું એવી વૃતિ વિલય પામી જશે તેમ થયે "મારૂં શરીર" એ વાકય તમે નવાજ અર્થ સાથે બોલી શકશો અત્યારે જેમ તમે મારૂ "પુસ્તક" "મારૂં વસ્ત્ર" આદિ વાકયો બોલતી વખતે જેમ પુસ્તક કે વસ્ત્રમાં પોતાપણાનો આરોપ કરતા નથી. તેમ ઉપરોકત અનુભવ થયા પછી દેહ સંબંધે પણ પોતાપણાનો આરોપ થતો બંધ પડવાનો, તેમ છતાં દેહ એ આપણાં વાસ્તવ સ્વરૂપથી પર હોવાના કારણથી, તેની ઉપેક્ષા કરવી ઘટતી નથી. આજકાલ સ્વરૂપ પ્રાપ્તિના નામે દેહદમન અને શરીરની પા-

પમાલી કરવાનો જે વા ગાયો છે તે ધર્મના મૂળ હેતુથી અત્યંત વિરોધી છે. શરીર એ પરમાત્માને વસવાનું મંદિર છે, અને આત્મિક સંવરધનની અમુક હદે પોચતા સુધી તેની અનિવાર્ય અગત્ય છે. આત્માની પ્રગતિનો આધાર, આપણી વર્તમાન ભૂમિકાએ તો, દેહના આરોગ્ય અનારોગ્ય અને બળાબળ ઉપર રહેલો છે. માણસો પોતાના વસ્ત્ર, ઘર, આદિ ઉપકરણોને પોતાથી ભિન્ન અને પર સમજતાં છતાં ગમે તેવા જીર્ણવસ્ત્ર કે માટીના કોટડાથી ચલાવી લેવાની ઉદારતા દર્શાવતા નથી. પરંતુ દેહ એ આપણો નથી અને એક કાળે તે દગો દેવાનો છે એવી અર્ધ-ઘેલી સમજણના વેગમાં તણાઇ જઇ તેના તરફ બેદરકારી બતાવે છે, અને એ પ્રકારે પોતાના નિકટના અને અતિ ઉપયોગી સોબતીને આ જન્મમાં તે વડે સાધવા યોગ્ય કાર્ય માટે, નિરૂપયોગી બનાવી મુકે છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે દેહ આપણા સ્વામિત્વ તળે છે અને તે આપણા સંકલ્પને અનુસારવા નિર્માએલું છે એવો નિશ્ચય આત્મામાં દૃઢપણે અંકિત થવો જોઇએ. તેમ થયેથી તેને આપણા સંકલ્પ પ્રમાણે નિરૂપી, યોજી અને વાળી શકાય છે.

આટલું થયા પછી આત્મા અથવા "હું" અમર છે, તેનો વિનાશ કદી પણ થવાનો નથી, એવા અનુભવ થવા અર્થે અભ્યાસ અથવા સંયમ સાધવાની જરૂર છે ઘણા "ધર્મી" ગણાતા મનુષ્યો આ વાતને શ્રદ્ધાથી તો સ્વિકારે છે પરંતુ તેમના અંતઃકરણની ઉંડાણમાં એ માટે શંકા રહ્યાજ કરતી હોય છે ઘણા શ્રદ્ધાવાન મનુષ્યો પણ પ્રસંગ આવ્યે આ પ્રકારનો પ્રશ્ન આગળ ધરે છે કે, "આત્મા અથવા "હું" અમર છે તેની સાબીતી શું ?" આ પ્રશ્નનો જો કે બુદ્ધિવડે સામાના હૃદયમાં ઉતરી શકે તેવો ઉત્તર આપી શકાય તેમ નથી, કેમકે જે અનુભવ અભ્યાસ અને ચિંતવનથી મળી શકે તેમ છે તે માત્ર તર્ક અને બુદ્ધિવિલાસથી મળી

શકવા યોગ્ય નથી છતાં જ્યારે બુદ્ધિથી જ, અને તે પણ પરો રીતે, આત્માના અમરત્વની સાબીતી આપવાનું પ્રાપ્ત થાય છે તે નીચે પ્રમાણે છે.—

શાંત ચિત્તે એક નિરૂપદ્રવ સ્થાનમા બેસો અને કલ્પના કરે કે, જાણે તમે મરી ગયા છો. અર્થાત્ જાણે તમારૂં કોઇ રૂપે અસ્તિત્વ જ નથી એવું માનસિક ચિત્ર રચવા પ્રયત્ન કરો. આ વાંચતી વખતે તમને એવું ચિત્ર રચવું એ બહુ સરળ અને ધારો તે વખતે એમ કરી શકાય, એવું માનો છો પરંતુ ખરી રીતે એવી કલ્પના તમારાથી બની શકે જ નહિ; તમારા "હું" આગળ જ્યારે એવા દરખાસ્ત કરો છો ત્યારે તેને અમલ કરવાની તે ચોખ્ખી ના પાડે છે. શા માટે ? કેમકે આત્મતિ વિનાશ એ તેના સહજ સ્વરૂપથી વિરોધી છે એવી સત્ય વિરોધી કલ્પના કરવી એ તમારાથી બની શકે તેમ નથીજ. તમે આગળ વાંચવુ પડતું મુકી અત્યારેજ તમને મરેલા ચિંતવવાનો અત્યારેજ પ્રયોગ કરી જુઓ તમે એ પ્રમાણે કરો છો એમ અમે ક્ષણભર માનીએ છીએ. મરવાની કલ્પના કરતાં તમે પ્રથમ મનોમય રીતે શું જુઓ છો? જાણે કે તમારો દેહ નિર્જીવ બના છેટે.ઢગલાની માફક નિશ્ચેષ્ટ પડયો છે, અને તમે તેના ભણી જોયા કરોછો. હવે તમે જોઇ શકશોકે, કલ્પનામાં પણ તમે પોતે મુવેલા નથી—મરી જવાની કલ્પના પણ કરી, શકતા નથી. માત્ર તમારા શરીરને તમે મુવેલું જુઓ છો. કલ્પનાને ગમે તે રીતે મરડી જુવો, પરંતુ તમે પોતે એ કલ્પનાના દ્રષ્ટા પદેજ રહેવાના; ગમે તેવી કલ્પનામાં તમારૂં "હું" તો જીવંત રહેવાજ આગ્રહકરે છે કેમકે અમરત્વ એ તેનો સહજ સ્વભાવ છે. મનુષ્ય સત્યની વિરોધી કલ્પના કદી કરી શકતો નથી. જે કાંઇ કલ્પનામાં આવી શકે છે તે સત્યના પાયા ઉપર સ્થિર છે. જે બનવા યોગ્ય નથી. તે કલ્પનામાં પણ નથી હોઇ શકતું, નિદ્રામાં અથવા ગાઢ તંદ્રા ઉપજાવનારી દવાના પ્રયોગ વડે.

અથવા ઉત્કટ દર્દના યોગથી થયેલી મૂર્છાકાળે મન જ્યારે શૂન્ય બનેલું
જણાયછે તે વખતે પણ આસ્તિત્વના અખંડ પ્રવાહનું ભાન આત્મા
અંતસ્તમપણે અનુભવતોજ હોય છે. આથી જો કે મનુષ્ય પોતાને
ઉપયોગ રહિત સ્થિતિમાં, નિદ્રામાં, અથવા મૂર્છામાં હોવાનું
સહેલાઈથી કલ્પી શકે પણ જ્યારે તે "હું" ના આત્યંતિક વિલય-
ની કલ્પના કરવાનો પ્રયત્ન કરે છે ત્યારે મન તે કલ્પનાનું ચિત્ર
રચવાની ચોખ્ખી ના પાડે છે. આત્મા પોતાના અમરત્વની સાબીતી
પોતાના સ્વરૂપની સાથેજ લઇને વિહરે છે તેમ છતાં તેનો સંપૂર્ણ
અનુભવ તો વિકાસક્રમની ઘણી ચઢી આતી હદે આવ્યા પછીજ થાય છે.

અમરતા એ આત્માનો જન્મહક્ક છે. અને પોતાનું સ્વરૂપ
અને સંભાવનાઓને તે શોધી શકે તેટલા માટે તેણે અભ્યાસ અને
ચિંતવન વડે તે વાતનો પ્રગાઢ અનુભવ મેળવવો જોઇએ. આત્મા
વાસ્તવમાં અમર અને કાળના અંત સુધી આયુષ્યમાન છે. પુનઃ
પુનઃ આ મર્મને અનુભવગત કરવાનો અભ્યાસ સેવો. આ સત્યનું
સહજ સરખું ભાન પણ ઉદયમાન થતાં સામર્થ્ય અને પ્રતિભાનું
અપૂર્વ ભાન થવા લાગે છે. આત્મા જાણે પોતાના વારસામાં
પ્રવેશતો હોય એમ અનુભવાય છે. પુનઃ પુનઃ એમ ચિંતવો કે,
જળ, અગ્નિ, વાયુ, આદિ તત્વો તમારા સ્વરૂપનો ભેદ કરવા
અશક્ત છે. અને જાણે કે તેમની કસોટીમાં ઉતરવા છતાં પણ
તમારૂં સ્વત્વ જેમનું તેમ કાયમી રહ્યું છે. કલ્પનાના બળથી
તમે અશરીરી બનો! અગ્નિમાં જાઓ છતાં ત્યાં પણ અદગ્ધ રહ્યા
છો એમ જુઓ. મહાસાગરના તળીએ ડુબેલા છતાં તમને કશીજ
ઇજા થઇ નથી એમ અનુભવો. નિરવધિ આકાશમાં નિરંકુશ પણે
ભ્રમણ કરતા છતાં જાણે તમને વાયુની કશીજ અસર થતી નથી
એમ કલ્પો. યોગવિદ્ મહાજનોએ આ પ્રકારના અનેક વિધ ધ્યાનનાં
સ્વરૂપો પોતાના ગ્રંથોમાં આપેલાં છે તેમાંથી તમને પ્રિય જણાય તે
એકાદ ગ્રહણ કરી તમારા અમરત્વની પ્રતીતિ મેળવવા પ્રયત્ન કરો.

ખરૂં છે કે, અત્યારે તો આપણે શરીરના ઉપર થતી અસરોવડે અસરવાળા છીએ, તેમ છતાં આત્મા પોતાના વાસ્તવસ્વરૂપે દેહથી અતિરિકત છે,-તેના ઉપર વાયુ, અગ્નિ, જળ આદિની અસર થતી નથી,-વિશ્વનો કોઇ પદાર્થ તેને લેશપણ સ્વરૂપહાનિ કરી શકતો નથી,-એવા પ્રકારનો આંતરિક અનુભવ જ્ઞપ્તિવિકાસમાં ( unfoldment of consciousness ) પ્રબળ સહાય આપે છે. આપણે દેહ નહી પણ આત્મા છીએ એ અનુભવ આપણા જીવનમાં અદ્દભુત પરિવર્તન કરી શકે છે. આત્મા અમર, અજેય અને કશાવડે હાની નહિ પામવા યોગ્ય છે એવા ભાનમાં જ્યારે મનુષ્ય પ્રવેશે છે ત્યારે જે શકિતનો અનુભવ કરે છે તેનું વર્ણન વાણીની મર્યાદામાં આવી શકે તેમ નથી. કેમકે એવો અનુભવ મેળવવા પ્રત્યે હજી આ યુગના મનુષ્યો જાગ્રત થયા નથી તે અનુભવ થયા પછી ભય એક જીર્ણ વસ્ત્રની માફક સરી પડે છે, અને જાણે નવો જન્મ થયો હોય એવો અનુભવ થાય છે. પ્રાણી પદાર્થોવડે હાની પામવાના ખ્યાલથી મુકત થવાય છે, અને જે કાંઇ હાની થાય છે, તે મારા શરીરનેજ થાય છે, અને તે પણ, પોતાના અમરત્વના ભાનથી નવા બળમાં પ્રવેશેલા આત્માના પ્રબળ સંકલ્પવડે નિવારી શકાય છે એમ નિશ્ચય થાય છે.

આ પ્રકારનું ભાન મેળવવા પ્રત્યેક સ્વરૂપ જીજ્ઞાસુએ યત્નવાન થવું જોઇએ પ્રગતિ બહુ ધીરી જણાય તો નિરાશ થવાનું નથી એક પગલું આગળ વધ્યા પછી વળી તે ગુમાવી દેવાનો પ્રસંગ આવે તો પણ આશાહીન બનવાની જરૂર નથી. સ્વરૂપ પ્રવેશમાં પ્રયાણનો ઇતિહાસ એવા વ્યતિકરોથી ભરેલોજ હોય છે. મહાજનોના સબંધે પણ એવા અનેક કરૂણરસ પ્રધાન પ્રસંગો બનેલા આપણે સાંભળીએ છીએ, આથી આશાભગ્ન, કર્તવ્યવિમૂઢ નહી બનતા આગળ વધવા પ્રયત્ન નિરંતર કરવો એજ મનુષ્યનું ખરૂં પરાક્રમ છે. વિજય વહેલો મોડો મળવાનો જ એમાં શંકા જેવું નથી. શાંતિ.

# આધ્યાત્મિક



# પ્રબંધાવલી

મણકો ત્રીજો.

આશ્રવ મીમાંસા આદિ લેખોનો સંગ્રહ



લેખક,

છોટાલાલ હરજીવન (સુશીલ).

સંગ્રહ કર્ત્તા,

**મુનિશ્રી નાનચંદ્રજી.**

પ્રકાશક,

શ્રી અજરામરજૈન વિદ્યાશાળાના કાર્યવાહક—લીંબડી.

સં. ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧.

કિંમત ત્રણ આના.

પાંચે મણકાની સીરીઝના બાર આના.

## ❋ ભૂમિકા. ❋

આ ગ્રંથમાં જે લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે તે જૈન દર્શનના તત્ત્વવેત્તા, ગંભીર સુવિચારક શ્રીયુત છોટાલાલ હરજીવનની આધ્યાત્મ રસ પ્રવાહિની લેખીનીથી "આત્માનંદ પ્રકાશ" અને "આનન્દ" માસીકમાં પૂર્વે પ્રસિદ્ધ થઇ ગએલા લેખોનો સંગ્રહ માત્ર છે. જ્યારથી એ લેખો મારા વાંચવામાં આવવા શરૂ થયા ત્યારથી તે ક્ષણિક સાહિત્યના પ્રવાહમાં તણાઇ જતાં અટકાવી ગ્રંથાકારે જૈન સાહિત્યમાં દાખલ કરવાની વૃત્તિ મને સ્ફુરી હતી જૈન દર્શનના વર્તમાન સાહિત્યમાં આવા પ્રકારનું લેખન અત્યંત વિરલ છે એમ મને લાગ્યા કરતું હતું; અને જેમ જેમ એ લેખો પ્રગટ થતા ગયા તેમ તેમ તેમને અખિલ સ્વરૂપે પ્રગટ કરવાનો મારો નિશ્ચય અધિકતર દૃઢ થતો ગયો. આ લેખોમાં નિહિત થએલી સુંદર ભાવના આજે પુસ્તકના સ્વરૂપમાં ઉપસ્થિત કરવાની જે તક મને આજે મળેલી છે તેને હું મારા જીવનની એક પરમ સૌભાગ્યની ક્ષણ લેખું છું. આ સંગ્રહમાં પ્રસિદ્ધ થએલા લેખો મુખ્યતઃ આત્મા, કર્મ અને મનોવિજ્ઞાન વિષયક છે. જૈન દ્રષ્ટિએ તે વિષયની રહસ્ય પૂર્ણ આલોચના તેમાં થએલી છે. એ તાત્વિક વિષયમાં આપણા બંધુના ઘણાકને જે અસ્પષ્ટ અને ભ્રાન્ત કલ્પનાઓ છે તે આ લેખોના અનુશીલનથી વિષદ રૂપે સમજવામાં આવશે એમ મને વિશ્વાસ છે. આ લેખોની ઉપયોગીતા વિષે અત્રે સવિસ્તર નિરૂપણ કરવું મને યોગ્ય ભાસતુ નથી, અને તેથી તે લેખોના વાંચન દ્વારાજ તેનો નિર્ણય કરવાની વિજ્ઞપ્તિ કરી વિરમું છું. સંગ્રહ કર્તા.

આ પુસ્તક પડતર કરતાં ઓછી કિંમતે અમો ફેલાવી શક્યા છીએ તે નીચે જણાવેલ સદ્‌ગૃહસ્થોની મદદને આભારી છે.

૧૫૦) તલસાણીઆ જગજીવન ઉજમશી લીંબડી. ૧૦૦ શા ચમનલાલ પોપટલાલ મુંબાઇ ૧૦૦) પારિ મુળચંદ જીવરાજ લીંબડી. ૧૦૦) શા જીવરાજ દેવચંદ જેતપુર.

# આધ્યાત્મિક પ્રબંધાવળી.

## મણકો ત્રીજો.

## આસ્રવ મીમાંસા.

### ૧—મીથ્યાત્વ.

શુદ્ધ ચૈતન્ય ભાવથી વિલક્ષણ એવા આત્માના શુભાશુભ પરિણામવડે શુભાશુભ કર્મોનું આત્માં પ્રતિ આગમન તેનું નામ "આસ્રવ" છે. શાસ્ત્રકારોએ આ "આસ્રવ" તત્વના બે ભેદ પાડેલા છે. (૧) દ્રવ્યાસ્રવ અને (૨) ભાવાસ્રવ. પુદ્દગલકર્મ પરમાણુઓ આકર્ષવા પૂર્વે આત્માના પરિણામ વિશેષ તે ભાવાસ્રવ છે. અને તે પરિણામના નિમિત્તે જડવર્ગણાનું આત્મા પ્રતિ આગમન તે દ્રવ્યાસ્રવ છે. વસ્તુત. દ્રવ્યાસ્રવ એ ભાવાસ્રવનો સ્થૂળરૂપે બહિર્ભાવ જ છે. અને ખરી રીતે આત્માને તેની સંસારીપણાની અવસ્થામાં બાંધી રાખનાર તો ભાવાસ્રવ જ છે. તેનું સંસારીપણું જે પોષણ મેળવી રહ્યું છે, તે આ ભાવા-

સ્રવ વડે જ છે. જો તે આસ્રવરૂપી પોષણ બંધ કરવામાં આવે, તો આત્માને તેની સ્વાભાવિક સ્વરૂપ સ્થિતિ મેળવવામાં કંઇ જ વિઘ્ન રહેતું નથી. જે પરિણામ વિશેષ વડે આત્મા પોતાના ભવભ્રમણમાં બંધાઇ રહ્યો છે, તે પરિણામમાં આત્મા પાંચ પ્રકારે પરિણમે છે. (૧) મિથ્યાત્વરૂપે, (૨) અવિરતિરૂપે, (૩) પ્રમાદરૂપે, (૪) કષાયરૂપે અને (૫) યોગરૂપે. બહુધા સંસારી આત્માને આ પાંચે પરિણામ એક સાથે હોય છે. અને જેટલા અંશે એ પરિણામોની ઉત્કટતા, તીવ્રતા, સમય-સ્થિતિ અને અનુરંજીતપણું હોય છે, તેટલે અંશે તે અધિક અધિક સ્વભાવભ્રષ્ટ થઇ વિભાવ સ્થિતિમાં આવતો જાય છે. આત્મા જેમ જેમ ઉન્નતિક્રમમાં પ્રગતિ કરતો ચાલે છે, તેમ તેમ ઉપરોક્ત આસ્રવનાં કારણો મંદ થતા ચાલે છે. અને આખરે અનુક્રમે તદ્દન બંધ પડી જાય છે.

આત્મા જ્યારે તેના સ્વરૂપના ભાનમાં આવે છે, ત્યારે આસ્રવનું સૌથી મોટું નિદાન જે "મિથ્યાત્વ" તે ઉપશમી જાય છે, અથવા કોઇ સવિશેષ વીર્યવાન પુરુષના સંબંધે તે ક્ષયભાવ પણ પામે છે. જૈન શાસ્ત્રકારે આ ભૂમિકા વિશેષ તે ચતુર્થ ગુણસ્થાનકના નામથી ઉદ્દેશી છે. અર્થાત્ તે ભૂમિકામાં આત્માને ન્યૂનાધિક અંશે પોતાની સ્વરૂપ સ્થિતિ અવગત થાય છે. જો તે આત્મભાન નિર્મળ વિશુદ્ધ પર્યાયવાળુ અને આત્મા ઉપરના મિથ્યાત્વ આવરણના ક્ષયના પરિણામે પ્રગટેલું હોય છે, તો તે જ્ઞાન 'ક્ષાયક સમ્યક્ત્વ" ની સંજ્ઞાને પામે છે. અને તેમ ન હોતા તે ભાન દેહિક ભાવ મંદ પડી જવાથી, અથવા કોઇ અંશે તે આવરણનો ક્ષય અને કોઇ અંશે તેના ઉપશમથી થાય છે, તો તે જ્ઞાન અનુક્રમે "ઉપશમ સમ્યક્ત્વ" અથવા "ક્ષયોપશમ

સમ્યકત્વ" કહેવાય છે. આટલી હદે આવ્યા પછી આસ્રવના એક પ્રબળ નિમિત્તનો નાશ થાય છે. અથવા તેમ નહિ તો છેવટે છેક મંદતા પામે છે. અને અવશેષ ત્રણ જ બાકી રહે છે. ત્યાર પછી વૃત્તિજયના કાર્યની શરૂઆત થાય છે. જે પંચમ ગુણસ્થાનકે શરૂ થઇ છઠ્ઠા ગુણસ્થાનકે સંપૂર્ણ થાય છે. આ વૃત્તિ ઉપરનો વિજય સ્થૂળ પદાર્થોના પરિત્યાગ સંબંધે જ બહુધા હોય છે. અને તે સાથે અંતરની લાલસાઓ અને રાગદ્વેષો પણ આત્માના બળવાનપણાના તારતમ્યાનુસાર મંદ થતા ચાલે છે. છઠ્ઠા ગુણસ્થાનકને અંતે વૃત્તિ ઉપરનો સ્થૂળ વિજય સંપૂર્ણ થયા પછી આસ્રવના પૂર્વના બે નિમિતો નાશ પામી અથવા મોળા પડી જાય છે. તે છતાં ત્યાંસુધી આત્મા સ્વરૂપ સ્થિતિમાં નિશ્ચલપણે ટકી શકવામાં પ્રમાદવાળો રહેતો હોવાથી આસ્રવનું ત્રીજું દ્વાર "પ્રમાદ" હજુ સુધી ખુલ્લું રહેલું હોય છે. આ પ્રમાદવાળી અવસ્થાના નાશરૂપ ભૂમિકાને "સપ્તમ" અથવા "અપ્રમત્ત" ગુણસ્થાનક કહેવાય છે. અર્થાત્ તે ભૂમિકાએ પહોંચ્યા પછી આત્માનું પરભાવમાં લેપાવારૂપ પ્રમત્તપણું નિવૃત્ત થાય છે. અને તેમ થયે માત્ર અવશેષ એજ આશ્રવના પ્રકાર રહે છે. કષાયનો અર્થાત્ રાગદ્વેષરૂપ પરિણતીનો સર્વથા આત્યંતિક નાશ તેરમા ગુણસ્થાનકે થાય છે જે ભૂમિકાને "સયોગી" ગુણસ્થાનકના નામથી ઓળખવામાં આવે છે.

સર્વ પ્રકારના આવરણોના સંપૂર્ણ ક્ષયમાંથી પ્રગટેલી આત્માની આ સ્વાભાવિક સ્થિતિ હોય છે. છતાં તે પછી પણ પૂર્વ પ્રયોગના બળથી તેમને મન—વચન, કાયાના યોગનું પરિસ્પંદન અથવા પ્રવૃત્તિ અવશેષ હોવાથી "યોગાસ્રવ" નામનું કર્મવર્ગણાના આગમનનું એક નિમિત્ત બાકી રહે છે. આ આશ્રવડે

આકર્ષાએલા કર્મોમાં કષાયજન્ય રસ નહી હોવાથી તેની સ્થિતિ એક સમય માત્ર જ હોય છે. આયુષના અંત ભાગ સુધી સર્વજ્ઞ આત્માને પણ આ "યોગાશ્રવ" રહે છે, જ્યારે દેહના વિયોગ કાળે તેઓ એ યોગોનું રૂંધન કરે છે ત્યારે એ છેવટના આશ્રવ પણ લય પામે છે અને આત્મા તે કાળે પાંચે પ્રકારના આશ્રવના નિમિત્તોથી સદાને માટે મુક્ત થાય છે.

આ સ્થળે અમોએ અનુક્રમે આ પાંચે આશ્રવના સ્વરૂપ સબંધી વિચાર કરવા ઉદ્દેશ રાખ્યો છે.

મિથ્યાત્વ:—મન અને શરીરથી કોઇ ઇત્તર તત્વ મનુષ્યના બંધારણમાં હોવાનો જે ભાવના વડે ઇનકાર થાય છે તે ભાવનાને મુખ્યત્વે મિથ્યાત્વની સંજ્ઞા અપાય છે. મૃત્યુ એજ પ્રવૃત્તિ માત્રનો અંત છે—પ્રાણી માત્ર દ્રવ્યજડના પરિણામ વિશેષરૂપે ઉપસ્થિત થઇ થોડો કાળ જીવન અવસ્થા ભોગવી પાછો માટીરૂપે પોતાના મૂળ કારણમાં શમાઇ જાય છે—એવી અનાત્મ ભાવનાને ઉપરોક્ત અભિધાન અપાયું છે. "હું કોણ છું" એવી શોધમાં જ્યારે મનુષ્ય પ્રવર્તે છે, ત્યારે તેને પ્રથમ પોતાનું સર્વથી ઉપરનું વેષ્ટન—દેહ એજ નજરે ચઢે છે અને તેમાં જ તે પોતાનું હું પણું સ્થાપીને પોતાની સ્વરૂપ ભાવના નિભાવી લે છે. જે કાંઇ પોતે નથી તેને તેવું માની લે છે. અવસ્ત્વારોપ કરવારૂપ પરિણામ એ મનુષ્યનું સંસાર બીજ છે. જ્યારે મનુષ્ય પોતાને માટીમાંથી પ્રગટેલો અને માટીમાં મળી જવાના સ્વભાવવાળો એક ક્ષણિક પદાર્થ માને છે. ત્યારે તે ક્ષણથી તેની તમામ પ્રગતિ વિરમી જાય છે. તેના મનમાં કોઇ સ્થાયી સુખ કે કલ્યાંણમય અવસ્થા મેળવવા માટે કશી જ આશા રહેતી નથી, આ ભવ વિના જો બીજો ભવ જ નથી; તો પછી કમાઇ.

હેતુથી કોઇ પ્રકારની સ્વપરહિતકર પ્રવૃત્તિમાં યોજાવું ? આવો મનુષ્ય કાંતો ઇન્દ્રિયસુખમાં મશગુલ બની જેમ બને તેમ વધારે આવેગ અને તીવ્રતાથી તે સુખ ભોગવતો હોય છે, અથવા હેતુ શુન્યપણે કાંઇ પણ લક્ષ્ય વિના પવનમાં ઉડતા તરખલાની માફક જ્યાં ત્યાં તણાતો હોય છે, આત્માના અધઃપતનનું આ અવસ્થા એ સૌથી બળવાન કારણ છે. મિથ્યાત્વથી બચવા સંબંધે આપણા શાસ્ત્રકારોએ અને આત્માને સિદ્ધ કરવા માટે પ્રત્યેક આર્ય દર્શનકારે જે મહાન પ્રયત્ન કર્યા છે, તે માત્ર જનસમાજને આવી આત્મવિરોધી—અનાત્મવાદી ભાવનાની જાળમાંથી ઉગારી લેવા માટે જ છે. પૂર્વકાળમાં આવી મિથ્યાત્વ અવસ્થાનું બહુ જોર નહોતું. જો કે તે કાળે પણ અનાત્મવાદી એવા ચાર્વાક આદિ દર્શનો વિદ્યમાન હતા, છતાં મિથ્યાત્વભાવનાને પોષણ આપનારા જે પ્રબળ હેતુઓ આ કાળે વર્તે છે, તેનો તે કાળે અભાવ હતો.

પશ્ચિમના તત્વજ્ઞાનથી જનમેલી વર્તમાન યુગની આપણી પ્રધાન ભાવનાઓ બહુધા આત્મ વિરોધી છે. પશ્ચિમના તત્વજ્ઞાનનું પોષણ મેળવી, આર્યાવર્તનો આ જમાનો આત્મતત્વની અવગણના કરતા શીખ્યો છે તેનું કારણ એ છે કે, પાશ્ચાત્યોની તત્વવ્યવસ્થા માત્ર શરીર અને મનને અનુસરીને જ બંધાએલી છે. વિશ્વમાં તેઓએ એનું જ અસ્તિત્વ માનેલું છે. હાલ આપણે તે શિક્ષણ લઇને તર્ક કરવામાં કુશલ બની શકીએ છીએ, અને તે શિક્ષણના ફળરૂપે આ દેહને અને તે સંબંધી સુખોને જ જોતાં શીખ્યા છીએ. વર્તમાન કેળવણીથી આપણે પદાર્થ વિજ્ઞાન જીવન વિજ્ઞાન રસાયન આદિના સ્વરૂપ જાણવા ઉપરાંત એક પરમાણુથી માંડીને વિશ્વોત્પત્તિના કિરિટરૂપ મનુષ્ય સુધીના

પરિણામનો શૃંખલાબદ્ધ ક્રમ સમજ્યા છીએ, અને ડારવીન, સ્પેન્સર આદિ સમર્થ તત્વજ્ઞોએ ઉપજાવેલો પરિણામ વાદની જાળમાં આશ્ચર્ય સાથે ગુમ થઇ જ૦એ છીએ. એક ખનીજનો જડ પરમાણુ વિકાસ પામતે પામતે બુદ્ધ કે મહાવીર અથવા નેપોલીઅન કે અલેકઝાંડર થઇ શકે છે.

આ પાશ્ચાત્ય તત્વનીતિ એમ મનાવે છે કે, પ્રથમ આખું જગત જડમય હતું, તે જડના ક્રમિક વિકાસમાંથી પહેલા એકેન્દ્રીય જંતુઓ તે પછી જરા મોટા જંતુઓ માછલાં, પક્ષી, પશુ અને છેવટે મનુષ્ય એમ એક પછી એક ઉદ્દભવ્યું, ચેતન એવું કશું જ છે નહિ. આ વિદ્વાનોએ એક પરમાણુથી તે મહાન સભ્યતાના નમુનારૂપ મનુષ્ય સુધીની સાંકળ જોડી આપી આપણી બુદ્ધિને આશ્ચર્ય બંધનમાં જકડી રાખી છે. મન અને શરીરની પાછળ જે આત્મતત્વ રહ્યું છે, તેના માટે આ તત્વવ્યવસ્થામાં મુદલ સ્થાન નથી. આ શિક્ષણ આપણે આજકાલ ઉછરતા આવ્યા છીએ અને તેને પરિણામે આપણે આપણને આત્મારૂપે જોવું ભૂલી જઇ માત્ર શરીરરૂપે અને મનરૂપે જોતા શીખ્યા છીએ સમર્થ નાસ્તિકવાદી પંડિતોના હાથે વિસ્તાર પામતી આવી અનાત્મનીતિ સામે ટકવાનું આપણું સામર્થ્ય લોપ થઇ જવાથી આપણે વધારે ને વધારે "મિથ્યાત્વ" ના બિરૂદને પામતા ચાલીએ છીએ અને પંચમકાળમાં આ ભાવનાનું ઉત્કૃષ્ટપણે આધિપત્ય વિસ્તરવાના મહાવીર દેવના ભવિષ્ય કથનને સફળ કરીએ છીએ. આ પરિણામવાદ જીવની ઉત્પત્તિ સબંધે કશો બુદ્ધિમાં ઉતરે તેવો ખુલાસો આપી શકતો નથી. તે એટલું જ દર્શાવે છે કે, પરમાણુથી પરિણામ પામતાં પામતાં ધીરે ધીરે માણસના શરીર સુધીની ઘટના બની આવી છે. પરંતુ

તેમાં જીવ ક્યાંથી આવ્યો અને જીવ નથી તો જ્ઞાન કોને થાય છે, તે સંબંધી પત્તો મળતો નથી. મૂળના પરમાણુમાં જો જીવ કે, જ્ઞાન નથી તો પછી તે પરમાણુના ગમે તેટલા પરિણામ કે ફેરબદલા થાય તો પણ જ્ઞાનગુણ તેનામાં નજ આવી શકે તે વાત સ્પષ્ટ છે આત્મજન્ય ધર્મોનો ખુલાસો આ વિદ્વાનો ભૌતિક વિજ્ઞાનની સહાયથી કરવા તેઓ મથે છે અને છેવટે એમ કહે છે કે, જ્ઞાન ( consciousness ) એ પરમાણુસંઘાતજન્યશક્તિ વિશેષ છે. અથવા ઘણા પરમાણુઓ એકઠા થવાથી તેવો પરિણામ ઉપજ્યો છે, કેટલાક વિદ્વાનો જ્ઞાનને મગજમાં આવેલા જ્ઞાનતંતુના વ્યાપારરૂપે ( secretion of the brain ) માને છે, પરંતુ આવા સંઘાત, સંમેલન કે વ્યાપારથી જ્ઞાનોત્પત્તિનો ખુલાસો સંભવી શકતો નથી. જડ ઉપરથી ચેતનદ્રવ્યનો ખુલાસો ગમે તેવી ભારે યુક્તિઓથી પણ થઇ શકતો નથી. ચેતનશાસ્ત્ર ( biology ) કહે છે કે, જ્ઞાન એ જ્ઞાનતંતુની ક્રિયાથી ઉદ્‌ભવતું એક પરિણામ છે. જો તેમ જ હોય તો પ્રથમ તંતુઓમાં પરિવર્તન થવું જોઇએ, અને પછીજ લાગણીરૂપ ધર્મ પ્રગટવો જોઇએ. પરંતુ તેવો ક્રમ અનુભવમાં નથી. પ્રથમ લાગણી, પછી જ્ઞાનતંતુઓમાં ક્ષોભ અને તે પછી શરીરમાં તે લાગણીને અનુરૂપ બાહ્ય ભાવ સ્પષ્ટ થતો જણાય છે. ક્રોધનું નિમિત્ત મળતા પ્રથમ તેવી ક્રોધ લાગણી થાય છે, પછી તે લાગણીના મંદ કે ઉત્કટપણાના પ્રમાણમાં ક્ષોભ શરૂ થાય છે, અને તે પછી મુખ ઉપર લોહી ચઢી આવે છે, રક્તાભિસરણનો વેગ વધી પડે છે અને ક્રોધ ભાવનાના બધા બાહ્ય લક્ષણો પ્રતીત થાય છે પ્રથમ જ્ઞાનતંતુમાં ક્ષોભ અને પછી ક્રોધ એ ક્રમ વાસ્તવિક નથી. જો એ ક્રમ બરાબર હોત તો એક સરખા નિમિત્તથી બધાજ મનુ

બધાને એક જ સરખી લાગણી થવી જોઈએ. પોતાની વસ્તુ ચોરી જનાર મનુષ્ય ઉપર બધાને એક જ સરખી રીતે ક્રોધ ચઢવો જોઇએ. પરંતુ બધાને એક સરખી રીતે તેમ જ્યારે થતું નથી, ત્યારે એમ માનવું પડે છે કે, તેવા નિમિત્તથી જે દ્રવ્ય પ્રથમ ક્ષુબ્ધ થાય છે, તે દ્રવ્ય જ્ઞાન તંતુના પણ પરભાગમાં છે અને તે આત્મદ્રવ્ય છે.

જે શાસ્ત્રો ઉપર ભાર મૂકીને આજનું મુખ્ય શિક્ષણ પ્રવર્ત્યું છે, તે માત્ર માણસનાં શરીરનો જ ખુલાસો આપી શકે છે. જીવ કે જ્ઞાનનો તેમજ મનનો પણ યથાર્થ ખુલાસો આપી શકતા નથી. જડથી બીજી વસ્તુ આખા વિશ્વમાં છેજ નહીં—આપણે બધા તેના જ વિકારો છીએ. જેનો ખુલાસો જડથી થઇ શકતો નથી તે વસ્તુ જ નથી. એમ એક સાથે આ શાસ્ત્રો કહી વાળે છે. આ શિક્ષણના પરિણામે જે જીવન ભાવનાઓ ઉદ્ભવે છે, તો અત્યંત સ્વાર્થયુક્ત બીજાનું પડાવી લેવાની વૃત્તિવાળી હોય છે. થોડું જીવવું છે તેથી જેમ બને તેમ થોડા કાળમાં ઘણામાં ઘણું સુખ ભોગવી લેવાની લાલચ વધતી જાય છે.

આજે જીવન કલહ વધી પડી માણસો એક બીજા તરફ બચકા બચકીએ આવ્યા છે તે આ શિક્ષણનું જ "મિથ્યાત્વ"ના બહુલપણાનું જ ફળ છે. પ્રેમ, શ્રદ્ધા, ઉચ્ચતા, સ્વાર્પણ, નિર્વિકારિત્વ આદિ આત્મભાવાશ્રયી ઉદાત્ત ભાવનાઓ માત્ર ગ્રંથો અને બહુ તો વાણીમાં જ રહેવા પામી છે. આ ભવ સિવાય બીજો ભવ જે નીતિ સ્વીકારતી નથી, તે નીતિ વડે પોષાએલી ભાવનાઓ દેહ અને તેના ધર્મો સિવાય બીજે ક્યાં નજર જ નાખી શકે? આ યુગ ખરેખર હડહડતા મિથ્યાત્વનો છે. Herbert Spencer આદિ વિદ્વાનોએ વિસ્તારેલી survial

of the fittest અર્થાત્ "યોગ્યતમનોજ બચાવ અને બીજાનો વિનાશ" એવી જીવન કલહની નીતિએ મનુષ્યોને એક બીજા ઉપર લુંટફાટ અને ઝુંટાઝુંટ કરતા બનાવી મુક્યા છે. સંસારમાં સારી રીતે સુખી થવાય, ગમે તેવી યુક્તિ પ્રયુક્તિથી બીજાઓ ઉપર ફાવી જઈ, તેમની પાસેથી પડાવી લઈ આપણી અહંતા સંતુષ્ટ થાય, એજ આનીતિનો સાર છે બળીઆના બે ભાગના ન્યાયથી પ્રવર્તેલું એ નીતિનું મહાસૂત્ર મનુષ્યોને એટલા ઊંડા કલહ, અશાંતિ અને બેચેનીમાં દોરી ગયું છે કે, વર્તમાન જીવન એ દેવોને દુર્લભ હોવાને બદલે નર્કના જીવોને પણ નહિ ઇચ્છવા યોગ્ય થઈ પડયું છે. જે નીતિની પાછળ શાશ્વત અને સુખદ એવું આત્મતત્વ નથી, તે નીતિના સૂત્રથી વિસ્તરેલી ભાવના સમાજનું, દેશનું અને વિશ્વનું સત્યાનાશ વાળી મુકે છે. બળવાળાનો બચાવ અને નિર્બળનો નાશ એ અધમ એવા પ્રાણી આદિ વર્ગમાં દૃશ્યમાન થતી જીવનભાવનાનું મનુષ્યો અનુકરણ કરી નિર્બળોના હાથમાંથી ઝુંટાવી લઇ પોતાનું ઉદર ભરતા શિખ્યા છે કલહ, અહંતા, વ્યક્તિવાદ એ ઉપરોક્ત ભાવનાનાં ફળ છે. આવાજ તત્વ નિશ્ચયો ઉપર હાલની કેળવણી વ્યવહાર, મંડળો આદિ રચાતાં જાય છે. અને આત્મભાવનાનો દિનપર દિન અભાવ થતો જાય છે. આ શાસ્ત્રે સુખની જે ભાવના રચી છે, તે પણ તેવીજ વ્યવસ્થા હીન અને જડવાદને શોભાવે તેવી છે. Greatest happiness of the greatest number "ઘણામાં ઘણા મનુષ્યોનું ઘણામાં ઘણું સુખ" એવી એક નીતિ તેમણે ઉપજાવી છે. પણ તેમાં સુખ કોને કહેવું તેનો કશો ખુલાસો નથી. "ઘણામાં ઘણું તે કેટલુંક ?" એનો કશોજ નિર્ણય નથી. મનુ-

ષ્ય પોતાની તાત્કાળિક હાજતો અને તેના મનસ્વી સુખ ઉપરાંત કશાની દરકાર રાખતો નથી. સુખનું ધોરણ એક મનુષ્ય પરત્વે સદાકાળ એક સરખું રહેતું નથી. એક ખડ્કિણનું અને મિતાહારીનું સુખનું લક્ષ્ય જુદા જુદા પ્રકારનું હોય છે. એક વિદ્વાન ઘણામાં ઘણું સુખ કોને કહેવું તેની જડવાદની ભાવનાના દૃષ્ટિબિંદુથી વ્યાખ્યા કરતા કહે છે કે—Hence, to have complete felicity is to have all the faculties exerted in the ratio of the several developements, and an ideal arrangement of circumstances calculated to secure this, constitutes the standard of "greatest happiness".

"સંપૂર્ણ સુખ હોવા માટે સમસ્ત બુદ્ધિ-વૃત્તિઓને તેમના વિકાસના પ્રમાણમાં ઉપયોગમાં લેવી જોઇએ અને એ હેતુ સિદ્ધ કરવા માટે એક ઉત્તમ સાંયોગિક વ્યવસ્થા ઉપજાવવી તે સંપૂર્ણ સુખનું ધોરણ છે." પરંતુ પ્રાણી માત્રના રાગ દ્વેષ એક સરખી ભૂમિકાએ લાવવાનું કાર્ય અશક્ય છે અને તેથી એક મનુષ્યને માટે જે સંપૂર્ણ સુખ છે તે બીજાને તેવું હોતું નથી. સ્વભાવની સાથે સુખની ભાવના પણ ફરતી ચાલે છે અને તેથી તેમનું ઉપજાવેલું સુખનું સૂત્ર એ માત્ર મનુષ્યોને પોતાના રાગદ્વેષ અનુસાર વાપરવાનું એક શસ્ત્રજ બન્યું છે બધાના સુખનું ધોરણ એક સરખું ન હોવાથી માત્ર પોતાનુંજ સુખ સાચવી બેસી રહેવું એવી વૃત્તિ દૃઢ થતી ચાલે છે. જ્યાંથી જેટલું મળે તેટલું પોતાનું મનનું માનેલું સુખ નીચોવી લેવું અને તેમ કરવામાં બીજાને થતા લાભ હાનિના પરિણામની અવગણના કરવી એજ મુખ્ય ઉદ્દેશ રહ્યો છે. ટુંકામાં આવી ભાવનાના ફળરૂપે પશુ-

ઓને શોભે એવું વર્તન, પ્રતારણા, કલહ, પૈસા માટે મારામારી, અને પરસ્પરમાં વિગ્રહ વધી પડયા છે. "હું પહેલો અને આખી દુનિઆ મારી પછી" એ સિદ્ધ કરવાનો ભીષણ વિગ્રહ વર્ત્તી રહ્યો છે. અને શાંતિ, પ્રીતિ, ક્ષમા, સરળતા, નિષ્કપટતા એ દિવ્ય સત્વોનો લોપ થતો જાય છે.

દેહ અને મનના પરભાગમાં આત્મતત્વ વિરાજે છે એવી શ્રધ્ધા વિનાની પ્રવૃત્તિથી આ જમાનો પોતાની શાંતિ ગુમાવી બેઠો છે. ગેસ અને વિજળીનો ઝળહળતો પ્રકાશ બાહ્ય વિશ્વને અજવાળી રહ્યો છે છતાં તેથી આંતર વિશ્વનો ભીષણ અંધકાર તો વધતોજ ચાલ્યો છે. ગમે તેવા ચોકસાઇવાળા કાયદાઓ બાંધવા છતાં અને જનસ્વભાવની હલકી વાસનાઓને દાબવા માટે ગમે તેવા ભારે અંકુશો મુકવા છતાં આજે અપ્રમાણિકપણું, કપટ, અનીતિ, વ્યભિચાર, ક્રૂરતા, દ્વેષ, ઇર્ષ્યા, નીચતા વિગેરે આસુરી સંપત્તિનું કલેવર પુષ્ટ થતું ચાલે છે એની કોણ ના કહી શકે તેમ છે? વધતી જતી સંખ્યામાં ન્યાયાધીશો, ગામે ગામે કોર્ટો, પોલીસના થાણા વિગેરે વિસમી સદીના સુધારાનો વિજય શું દર્શાવે છે! એજ કે જનસ્વભાવની મલીનતાનો વધતો જતો બહિર્ભાવ કાબુમાં રાખવા માટે એવા ઉપાયો અનિવાર્ય થઇ પડયા છે. અને તેમ છતાં ગુન્હાનું પ્રમાણ કાંઇ ઓછું થતું નથી. બહારની સાફસુફ નીચે ગંધાતા કચરાનું પ્રમાણ વધ્યું છે અને ઉપર ઉપરના ડાકડમાળ તળે આળસ, અશક્તિ અને ભુખમરાનો છેડો નથી. તૃપ્તિના કરોડો સાધનો છતાં આજે માનવવૃત્તિને સંતોષ અનુભવાતો નથી. અસંતોષના કાળાગ્નિની ભભુકા મારતી જ્વાળાઓ તેના હૃદયને સતત બાળતી રહે છે અને એક આશા તૃપ્ત થતા આ

જેવું જણાય તો પણ તે ખોટી માયા જાળ છે. અને અવશ્ય ક્ષણ પછી વિખરાઇ જવાના સ્વભાવવાળી જ હોય છે. આજે જમાનો મુઠીઓ વાળી આગળને આગળ દોડે છે. ક્યાં પહોંચવા માટે તે દોડે છે તેનું તેમને ભાન પણ નથી.

આપણી મધ્યમાં વર્તતી મિથ્યાત્વની હડહડતી ભાવના પશ્ચિમમાંથી આવી છે. તેના પ્રકાશમાં અંજાઇ જઇને આપણે આપણી શાંતિ ગુમાવી બેઠા છીએ. આપણી પૌર્વાત્ય ભાવનામાં આ "પ્રકાશ" આવ્યા પછી મહાન પરિવર્તન થઇ ગયું છે. આપણે આંખો મિંચી તેમનું અનુકરણ કરીએ છીએ અને તેમ થતાં આપણી શાશ્વત શાંતિ ખોઇ બેસીએ છીએ. તે અનાત્મવાદી શિક્ષણની અસરથી આ આપણું રક્ષણ કરવાની આપણી ફરજ છે. આપણી પ્રાચીન આર્યભાવનામાં અને વર્તમાન જડવાદની ભાવનામાં આકાશ જમીનનો અંતર છે. આ ભાવનાઓનું વર્ણન એક સમર્થ લેખક સુંદર શૈલીમાં આ પ્રમાણે આપે છે.

The present-day civilization of the west, in theory and in practice rests upon a basis of self, whereas the civilization of India rests upon a basis of selflessness. The individual is the centre of western civilization, and by the happiness of the individual it means the fulfilment of his desires, the pampering of his wealth, comfort and luxury: To multiply your desires and then to gratify them-to create artificial needs and then to pant and pine for their satisfaction-can any one doubt that this

is the outstanding feature of the Western life at the present time ?

At the present time, the one tedious and monotonous refrain of western life-is it not " earn, earn, earn and then its equally loud and strepitant correlative " spend, spend, spend "? spin out the complexity of life to an infinite extent Fill every moment of it with strenuous bustles. Keep moving always-no matter though you may be moving backwards to hell or but whirling like a top on a point; give tired nerves no rest, the fagged and jaded brain no repose the weary heart no peace; look not into the deep inner chambers of the soul. Yea, look not up within but only below where you have paned the green earth with burning gold. Keep up your morbid, galvanic activity, till you drop down dead in the harness aud there is a cessation to all your labouring and earning and spending. Is not this the new evangel of life, which the west through all her chimneys furnaces and machinery dins into the ears of a stunned and stupefied world ? And have not the sweetest and the most eloquent voices of the 19th century

lifted their accents in feeble protest against "this strange disease of modern life with its sickly hurry its divided aims its overtaxed heads, and palsied hearts!" Contrast with this the deep peace and harmony which are of the essence of the ancient civilization of India. The west says "multiply your desires." India through her thousand groves, whispers in her ears "check them minimize them, reduce them to the smallest possible extent. Make life simple and restful, not complex and laborious. Do not make self your God; rather subdue your-self and make it subserve the boundless purpose of Heaven. Above all try by intent meditation not to realize the aloofness of your individuality, but rather to realize your oneness with the eternal soul of things."

અર્થાત્: વર્તમાન કાળનું પાશ્ચાત્ય શિક્ષણ સિદ્ધાંત અને પ્રયોગ ઉભયપણે અહંતાના પાયા ઉપર રચાએલું છે તેથી ઉલટું આર્યસભ્યતા સ્વાર્થત્યાગના પાયા ઉપર ચણાએલી છે. વ્યક્તિ એ પશ્ચિમાત્ય સભ્યતાનું કેન્દ્ર છે અને વ્યક્તિનું સુખ એ તેનું લક્ષ્ય છે. આ વ્યક્તિ સુખનો અર્થ એવો છે કે, તેની ઇચ્છાઓને તૃપ્ત કરવી, દ્રવ્યમાં વધારો કરવો; આસાએશ, મોજશોખ એમને અહેકાવી મુકવા, ઇચ્છાઓને વધારી મુકવી અને પછી તેને તૃપ્ત કરવી; બનાવટી જરૂરીઆતો ઉભી કરવી અને

અને તે પુરી પાડવા માટે-ખાલી ફાંફા મારવા અને હાથ વરાળ કાઢવી,—આ પશ્ચિમનાં વર્તમાન જીવનનું મુખ્ય લક્ષણ છે, એમાં શંકા નથી. + + + આ કાળે પાશ્ચિમાત્ય જીવનનો કંટાળા ભરેલો અને નિર્વિશેષ એક જ મુખ્ય ધ્વનિ છે કે "ભેગું કરો, કમાઓ, ઉપાર્જન કરો" અને તેનો સંબંધ-સૂચક ધ્વનિ "વ્યય કરો-ઉડાવો, વેરી નાખો." એ પણ તેટલાજ બીભત્સ સુરથી નિરંતર જીવનસૂત્રને હદ બહારપણે ઘુંચવણ ભરેલું કરી મુકો, તેની પ્રત્યેક ક્ષણને અવિરત કોલાહલથી પુરી નાખો, નિરંતર ગતિમાં રહો —પછી ભલે તે ગતિ નર્ક ભણીના અધઃપતનરૂપે હોય અથવા એક કેન્દ્રની આસપાસ કુંડાળામાં ફરવારૂપે હોય; અતિ શ્રમિત સ્નાયુઓને ક્ષણનો પણ આરામ, વૈંતરૂં કરી કંટાળી ગયેલા અને ઢીલા થઈ ગયેલા મગજને વિશ્રાંતિ અને બેજાર હૃદયને શાંતિ આપો નહીં આત્માના અંતરાગારમાં દૃષ્ટિ નાખો નહીં, અંદર-જોવાનું બહાર આ સાનેથી છાએલી મજેદાર પૃથ્વીને ભુલો વિજળીના વેગ જેવી તમારી જલદ પ્રવૃત્તિને અટકાવ્યા વગર અંત સુધી નિભાવ્યે જાઓ—ત્યાં તમારા સતત શ્રમનો, ઉપાર્જનનો અને વ્યયનો છેડો આવશે. જે નવો પેગામ પશ્ચિમ તરફની સભ્યતા, તેના ભુંગળા, ભઠીઓ અને સંચાકામ દ્વારા સંમુગ્ધ અને મુર્છાવશ વિશ્વના કર્ણમાં ભીષણનાદથી ગર્જી રહ્યો છે, તે આજ છે કે બીજો? અને ઓગણીશમી સદીના મહાજનોએ પોતાના સુમધુર અને સુભાવિત સ્વરથી વર્તમાન જીવનના આ નવિન વ્યાધિ તેના સાન્નિપાતિક આવેગ, લક્ષ્યવિચ્છિન્નતા અતિ શ્રમિત મન, અને સ્તંભિત હૃદય સામે શું પોતાનો નમ્ર વાંધો નથી ઉઠાવ્યો? હવે આ વસ્તુસ્થિતિના મને આર્યોની પ્રાચીન-સભ્યતાના દોહનરૂપ ગંભીર, શાંતિ

અને એકરાગતાને મુકો. પશ્ચિમ કહે છે કે " તમારી ઇચ્છાને વધારતા ચાલો. " હિંદ તેના હજારો શાંતિસ્થાનો દ્વારા તેના કર્ણમાં એજ બોલી રહ્યું છે કે " ઇચ્છાઓને અટકાવો તેમને ઓછી કરો, ઓછામાં ઓછી હદે તેમને લાવી મુકો. જીવનને સાદું અને વિશ્રાંતિમય કરો, ગુંચવણ ભર્યું અને બનાવટી નહીં કરો. તમારા સ્વાર્થને તમારો પ્રભુ ન કરો, તેથી ઉલટું તેને નિયમમાં રાખો અને તેને ઇશ્વરી સંકેતને આધીન કરી તેની સેવામાં યોજો અને તે સહુ ઉપરાંત નિશ્ચળ ધ્યાનવડે તમારૂં વ્યક્તિગત એકલપણું નહીં પણ વિશ્વાત્માની સામે ઐક્ય સિદ્ધ કરો."

આ અનાત્મ નીતિથી મનુષ્યોની બાહ્યત્વની વૃત્તિ એટલી હદે વધી ગઇ છે કે, જ્યાં જ્યાં માત્ર બહારનો જ ખોટો ડોળ ઉપરનું જ સૌંદર્ય રહેવા પામ્યું છે. સહૃદયતાને સ્થાને માત્ર તર્કની ગુંચવણી, આંતરિક વિશુદ્ધિ સ્થાને માત્ર બહારની ટાપટીપ અને સદ્‌ગુણ સુનીતિ, સદાચારને સ્થાને દુર્ગુણો અનીતિ અને અનાચાર પ્રતિષ્ઠિત થયા છે મન, વાણી અને કર્મની એકવાક્યતા સાચવી પવિત્ર જીવન ગુજારનાર પ્રાચીન કાળનો અને જમાનાથી અજ્ઞાત ગણાય છે. લોકો તેવા મનુષ્યને અક્કલનો ઓછો, મૂર્ખ, વેદીઓ, પ્રભુનું માણસ વિગેરે વિવિધ ઉપનામ આપે છે. અને હૃદયમાં કાંઇ હોવા સાથે બહારનો ભાવ કાંઇ ઓર જ બતાવી પોતાનો પ્રપંચ સાધી લેવાની કુશળતા ધરાવનારને આ મિથ્યાત્વના પ્રબળવાળો જમાનો અનુભવી, ઘડાએલો દેશકાળના સ્વરૂપનો જ્ઞાતા, અને પાકટ બુદ્ધિનો ગણશે. આજે વિશુદ્ધ જીવનવાળા, સરલ, સીધા, સહૃદય મનુષ્યોનો જમાનો ચાલ્યો જઇ માત્ર બહારથી ઓપતા, મોહક કૃત્રિમતાના રંગથી ભરેલા, કથીરના જેવા ખોટા ચળકાટથી ચમકતા, રૂપાળા—રૂડા

યાળા છતાં સત્વહીન અને હલકા સત્વોનું આધિપત્ય વિસ્તર્યું છે. જડવાદથી સંતતિજેવા રેલવે, તાર, ટપાલ, નિશાળ, આગબોટો, છાપાકળા યંત્રકળા વિગેરે બાહ્ય સુધારાની પાછળ શું રહેલું છે એ હાલના "સુધરેલા" જીવનની બદીઓ તપાસવાની જેમણે કદી દરકાર કરી છે તેનાથી અજાણ્યુ નહીં જ હોય. દેશનો કાયદો, એવી હલકી વૃત્તિઓને કાર્યરૂપે ફાટી નીકળતી અટકાવવા ગમે તેટલી મહેનત કરે તો પણ જે યુગની જીવન ભાવનામાં માત્ર દેહ અને તેનાજ સુખો નજર આગળ તરી રહેતા હોય અને આત્મારૂપી શાશ્વત તત્વનો જેમાં ઇનકાર થતો હોય તેમાં વિજયી નજ નિવડે એ સ્પષ્ટ છે જે જીવન ભાવનામાં પરલોક સંબંધીની જવાબદારી મુખ્યપણે હોય, અને મનુષ્યાત્માનું અનંતપણું સ્વીકારાતું હોય ત્યાંજ હૃદયપૂર્વક નીતિ, ન્યાય, સંદવર્તન, પ્રેમ અને ઉત્તમ વ્યવહારની આશા રાખી શકાય.

## ૨—અવિરતિ

અભ્યંતરમાં પોતાના પરમાત્મ સ્વરૂપની ભાવના વડે પ્રગટતી નિર્વિષયી પરમ સુખ પ્રત્યેની રતિથી વિલક્ષણ એવી બાહ્ય વિષયો પ્રત્યેની રતિથી વિરામ પામવો એને શાસ્ત્રકારોએ વિરતિ કહી છે. વસ્તુતઃ વિરતિનો અર્થ રતિ—પ્રીતિ રહિત બની જવું એવો નથી કેમકે પ્રેમ એ આત્માનો સ્થાયી અને સ્વાભાવિક અંશ હોવાથી આત્મા તેનાથી કદી પણ ભિન્ન પડી શકતો નથી. વિરતિનો અર્થ એટલોજ છે કે, રતિનુસ્થાનાંતર કરી, તેને બાહ્ય પદાર્થોમાંથી ખસેડી, તે જે દ્રવ્યનો અંશ છે એવા આત્મદ્રવ્યમાં તેને સ્થાપી દેવી.

મનુષ્ય હૃદયમાં જ્યાંસુધી મિથ્યાત્વનું જોર નરમ ન પડ્યું હોય ત્યાં સુધી બાહ્ય પદાર્થો પ્રત્યેની આસક્તિ ઢીલી થતી નથી.

માટેજ આસ્ત્રવના કારણોમાં મિથ્યાત્વને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું છે. જ્યાંસુધી આત્માનો સ્વીકાર ન થાય, ત્યાંસુધી વિરતિનો મુદ્દલ અવકાશ જ નથી. આત્મા અમર છે અને આ પ્રતીત થતા ભોગો કરતાં ઉચ્ચ પ્રકારના નિર્વિષયી આનંદનો નિરવધિ સમુદ્ર આત્મ આગળ રેલાતો પડ્યો છે. એવો જ્યાંસુધી તેને નિશ્ચય ન થાય ત્યાંસુધી મનુષ્યને પ્રાપ્ત ભોગ સામગ્રી ત્યજવાનું મન થતું નથી. તેથી જ્યાંસુધી આત્મનીતિના સ્વીકારરૂપી દૃઢ પાયા ઉપર વિરતિની ઇમારત ચણવામાં ન આવે ત્યાં સુધી તે ઇમારત ટકી શકતી નથી. વિરતિની ભાવના આત્મતત્વના સ્વીકાર સાથે સંકલાએલી છે, અને આત્માના સ્વીકારની ભાવના જેટલે અંશે મજબૂત તેટલે અંશે વિરતિ પણ દૃઢ સ્થિર અને કાર્યકર બની શકે છે. ટુંકામાં વિરતિનો સર્વ આધાર આત્મનીતિ ઉપર રહેલો છે. જ્યાં સુધી મિથ્યાત્વને પોષણ આપનાર પ્રબળ નિમિત્તો વર્તશે અને તે ભાવનાના પ્રતિકાર કરવાના કારણોનો અભાવ રહેશે ત્યાં સુધી ગમે તેવા વિરાગ કે વિરતિના બોધ પાઠોની અસર જમાના ઉપર થઈ શકશે નહીં. રેતીના પાયા ઉપરનું ચણતર જેમ ઘડી બે ઘડી જ નભી શકે છે, તેમ મિથ્યાત્વની વિરોધી ભાવનારૂપી સિમેંટ જ્યાં સુધી આત્મવિકાશની ઇમારતના પાયામાં રેડવામાં ન આવે ત્યાં સુધી વિરાગ ક્ષણ સ્થાયી જ રહે છે. વિરાગના બોધ ઉપર આ વર્તમાન યુગ જરાપણ ધ્યાન નથી આપતો એવી ઉપદેશકોની કડવી ફરીયાદ સમજણ વિનાની છે. તેઓ યુગપ્રધાન ભાવનાના સ્વરૂપથી, અને મનુષ્ય હૃદય ઉપર તેની થતી અસરથી છેક અજાણ્યા છે. જે વિરતી ભાવના તેઓ મનુષ્ય હૃદય ઉપર રોપવા માગે છે, તેનો તેમની પુર્વની દૃઢ થયેલી અને ચિરકાળથી

પોષણ પામતી- મિથ્યાત્વની ભાવના સાથે કેટલો વિરોધ છે તેનું તેમને જ્ઞાન નથી. તેઓ લોઢા સાથે લાકડું ચોંટાડવા પ્રયત્ન કરે છે. અને જ્યારે તેમ નથી બનતું ત્યારે નકામી બુમો મારે છે જે અનુકૂળ ભૂમિ ઉપર તેમણે વાવેતર કરવુ જોઇએ તેવી ભૂમિને તૈયાર કરવા કશો પ્રયત્ન કર્યા વગર તેમના ઉપદેશરૂપી બીજ શા માટે ફળરૂપે બહાર ખીલી નીકળતા નથી એમ તેઓ પૂછે છે. બે વિરોધી ભાવનાઓનો સંપર્ક કદી થતો નથી. કદી થાય તો પણ તેનો સંયોગ સુખદ અને ઇષ્ટ થવાને બદલે કાંઇ વિલક્ષણ જ થાય છે. એક પક્ષે મિથ્યાત્વની મજબુત ગાંઠ અને અન્ય પક્ષે વિરતિ માટે સતત્ ઉપદેશ, એથી પરિણામે મનુષ્ય બે ભાવનાઓ વચ્ચે લોલકની માફક ઝુલ્યા કરે છે. તેની વૃત્તિ કોઇ સ્થળે શાંતિ કે સ્થિરતા અનુભવી શકતી નથી. પરિણામે તે તદ્દન શ્રદ્ધહીન અને પાકો સંસારી બની જાય છે. અને તેમ નહિ તો હૃદયમાં કાંઇક અને બહાર કાંઇક એમ દ્વિવિધતાનો કપટભર્યો ખેલ ભજવતા શીખે છે આથી વિરતિનો પ્રયત્ન કર્યા પહેલાં મિથ્યાત્વની ગ્રંથિ તુટવાની કેટલી અગત્ય છે તે વિવેકી વાચકો જોઇ શકશે. જેઓ શાસ્ત્રકારોએ ગોઠવેલા અનુક્રમે નહીં ચાલતા ગમે તે હદેથી સ્વચ્છંદે વર્તવા માંડે છે, તેઓ જરૂર નિષ્ફળ અને ઉભય ભ્રષ્ટ થાય છે. આજે લોક હૃદયમાં વિરાગ નભી નથી શકતો તેના કારણોમાં મુખ્ય એજ છે કે, આત્માના સ્વરૂપ સબંધે તેમને કશોજ ખ્યાલ હોતો નથી. આત્મા શું છે, તેનું સ્વરૂપ કેવું છે, એ સબંધે સારા સારા વિદ્વાનોના મનમાં પણ કરોળીઆની જાળ જેવી અવ્યવસ્થા હોયછે અને તેથી જ્યાંસુધી તે સબંધે કાંઇ શાસ્ત્ર વિહિત ભાવના ઉપસ્થિત ન હોય ત્યાંસુધી તેના સાક્ષાત્કાર માટે પ્રબોધવામાં આવતા વિરાગ

તપ, દાન આદિ ઉપચારો પણ એક કુળમર્યાદા અને લાકરૂઢી તરીકે જ પળાતા આવે છે. શા માટે તેઓ એ બધી ક્રિયાઓ કરે છે તેનું તેમને સ્વપ્ન પણ હોતું નથી. માત્ર એટલું સમજે છે કે " એમ કરવાથી કાંઇક આગળ ઉપર લાભ મળશે. અને બધા તેમ કરે છે માટે લાવ હું પણ તેમ કરૂં !" આત્માની આવી સ્થિતિમાં થતા ઉત્તમ વ્રતો પણ ફળહીન નિવડે તેમાં શું આશ્ચર્ય છે ?

વિરતિ અથવા વિરાગ એ બાહ્ય સ્થિતિના બોધક શબ્દો નથી પણ આંતર અવસ્થાના સૂચક છે. આજે ગૃહી કરતાં કાંઇક વિલક્ષણ રીતે પહેરેલા ધોળા, પીળા કે ગેરૂ વસ્ત્ર વિરાગનાં ઉપલક્ષક સંજ્ઞાઓ તરીકે ઓળખાય છે. ખરી રીતે "બાહ્ય વિષયોમાં રાગ" એ શબ્દથી અંતઃકરણની જે સ્થિતિનું ગ્રહણ થાય છે તેનાથી વિરોધી સ્થિતિ તેજ વિરાગ છે. વેષ, ભાષા, જ્ઞાન, વિદ્વતા એ વિરાગના લક્ષણો નથી. તેમજ ઉન્મત્તની માફક જ્યાં ત્યાં ગૃહીના ભોગોપભોગનો તિરસ્કાર કર્યા કરવો, અને સંસારની નિંદાનું પ્રકરણ ગાયા કરવું એમાં પણ વિરાગ સમાતો નથી ખરૂં છે, કે ઘણીવાર વેષ આદિના સબંધે સાચો વિરાગ રહેલો હોય છે પણ તેથી તે બધા વિરાગના લક્ષણો બનતા નથી. બહુ તો તેવી સંજ્ઞાઓને, આંતરભાવને સ્પષ્ટ કરનાર સીંગ તરીકે ઓળખી શકાય પણ અજ્ઞાન જમાનો જે ઉભયનું ઐક્ય સિદ્ધ કરવા દોરાય છે તે તદ્દન ભૂલ ભરેલું છે. વિરતિ એ સો એ સો ટકા આત્માની આભ્યંતર સ્થિતિ જ છે. સ્થૂળ સંજ્ઞાઓદ્વારા તે ભદ્રતા ઉકેલી શકાતી નથી. અને જ્યાં જ્યાં તેમ કરવા મનુષ્યો લલચાયા છે ત્યાં ત્યાં ઘણે ભાગે તેઓ ઉંડી અરચનાઓમાં દોરાયા છે. આંતરિક ભાવનાઓને સ્થૂળ નિશા-

ચીઓ દ્વારા ઓળખવાના બધા પ્રકારના મનુષ્યો કાળની આદિથી છેતરાતા ચાલ્યા આવે છે. આથી બાહ્ય લક્ષણોથી આત્માની સ્થિતિનું માપ કાઢવાનું સાહસ કરવું કોઇને યોગ્ય નથી.

આજે જેમ ઘણી ઉત્તમ ભાવનાઓ અને વસ્તુઓનું અધઃપત્તન થયું છે, તેમ વિરાગની ભાવના પણ કેટલેક અંશે છેક વિકૃત અને ભ્રષ્ટ થયેલી છે. સંગીત વેશ્યાઓના અને પ્રેમ વ્યભિચારીઓના હાથમાં જતાં તેની જેવી દશા થઇ છે, તેવી આજકાલ વિરાગની પણ સ્થિતિ થઇ પડી છે. જમાનો, પદાર્થ કે ભાવનાની સ્વતંત્ર કિંમત કદી આંકી શકતો નથી, પણ જેવા પુરૂષોના હાથમાં તે વસ્તુ કે ભાવના હોય છે, તેમને અનુલક્ષીનેજ તેની કિંમત આંકી શકે છે. ઉત્તમ કુળ મર્યાદામાં ઉછરનાર સ્ત્રીઓ સંગીત તરફ બહુ જ અનુરાગ ધરાવતી નથી, તેનું કારણ તેમની સંગીત પ્રત્યે રૂચિ નથી એમ કાંઇ જ નથી પણ અત્યારે તે વિદ્યાને જે પ્રકારના મનુષ્યો ઘેરી બેઠા છે તેમના ચારિત્રને અનુલક્ષીને તેઓ સંગીતની કિંમત આંકે છે આથી એ કે સંગીતને કશી જ હાનો નથી, પણ હલકા સંસર્ગમાં રહેવાથી તેની કિંમત સભ્ય સમાજ બહુ ઓછી આંકે છે. વિરાગની પણ કાંઇક આવી અવસ્થા વર્તમાનમાં જોવામાં આવે છે. જે પ્રકારના મનુષ્યો અત્યારે વિરાગીનું બિરૂદ ધરાવે છે, તે મનુષ્યોથી સ્વતંત્ર રીતે વિરાગની ખરી કિંમત આંકી શકે તેટલો આ જમાનો પ્રગતિમાન નથી અને એ પ્રાકૃત કારણથી તે ઉન્નત ભાવનાનું તોલન કરવા જતા તેની કીંમત બહુ ઓછી થના જાય છે. આમ હોવાથી આજકાલ વિરાગની ભાવના લોક અંગ્રીશીએ ચઢી છે. ઘણા પંડિતો " તેને જ ભારતીના અધઃપતનનું એક પ્રબળ નિદાન લેખે છે. આજે વિરાગ એ નમાલાક

અશક્તિ, નિર્વેદ, સંસાર પ્રત્યેનો તિરસ્કાર એના પર્યાય શબ્દ તરીકે ઓળખાય છે. અને વિરાગી હોવું એ કંગાળ પામર અને પરોપજીવી તરીકે ગણાય છે સુધરેલા મનુષ્યો. પણ સે વિરાગનું નામ લેતાં પણ તેઓ ચમકી ઉઠે છે અને એ શબ્દની સાથે જ તેમના માનસ ચક્ષુ સમીપ બાવા, જતિ અને રખડતા સાધુઓના અસંખ્યાબદ્ધ ટોળાઓ ચડે છે” તે પૈકીના એક થવું એ ખરેખર જીવનની મોટામાં મોટી દુર્દશા છે. અને વિરાગની ભાવના સાથે મનુષ્યો સાથે જોડાએલી હોવી એ પણ આર્યાવર્તનું અને પરમ આર્યોએ સેવેલી અધ્યાત્મ વિદ્યાનું મોટામાં મોટું દુર્ભાગ્ય છે.

વિરાગ એ વસ્તુતઃ શું છે અને મનુષ્યના દરેક પ્રકારના શ્રેય સાથે તેનો કેટલો નિકટનો સંબંધ છે એ જો મનુષ્યો યથાર્થ રીતે જાણે તો જીવનના દરેક રાહમાં તેનો સ્વીકાર કર્યા વિના તેઓ રહે નહીં. વિરાગનું સાચું સ્વરૂપ સમજ્યા પછી તેમને ખાત્રી થશે કે, તે મનુષ્યનું અને દેશનું અધઃપતન કરવાને બદલે તેમને ઉત્ક્રાન્તિના ક્રમમાં આગળને આગળ દોરી જાય છે. સાચા વિરાગે વ્યક્તિનું કે સમાજનું સત્યાનાશ વાળ્યું નથી. પણ જે મનઃસ્થિતિને લોકો આજકાલ વિરાગની ભાવના તરીકે લેખે છે અને વસ્તુતઃ તેને અને ખરા વિરાગને કશું લેવા દેવા નથી, એટલું જ નહીં પણ જે સાચા વિરાગથી તદ્દન વિરોધી ભાવના છે, તેણે જ દેશને, સમાજને અને વ્યક્તિને નિર્વીર્ય, સત્વહીન અને દુઃખવાદી (Pessimist) બનાવી મૂક્યા છે. સાચો વિરાગ એ મનુષ્યનું જેટલું કલ્યાણ સાધી શકે છે, તેટલું અન્ય કશાથી થતું નથી. અને તેથી તે એકલા બાવા સાધુ કે સંન્યાસીઓને પાળવા માટેજ નિર્માયો છે એમ નથી પણ જેને જેને પોતાના સાચા હિતની કાંઇ પણ દરકાર છે તેમને દરેકને તે

સેવવા યોગ્ય છે. માત્ર ફેર એટલોજ છે કે, જ્યારે અણસમજુ મનુષ્યો વિરાગના સ્વરૂપને સમજ્યા વિના તેના પાલનના ઉત્સાહમાં તેને હસવા સરખી હદે ઘસડી જાય છે, ત્યારે વિવેકી અને પોતાની આત્મચિકિત્સા કરી શકનાર ડાહ્યા મનુષ્યો પોતાની હૃદય સ્થિતિ સાથે તેનો સુંદર સંવાદ કરી પોતાનો વિકાસ ત્વરાથી સાધી શકે છે.

સુખ અથવા સુખના સાધનોનો સંબંધ થતાં તે પ્રતિ અંતઃકરણનું અનુકૂળ વલણ થઇ રહેવું તે રાગ છે. (સુખાનુશયી રાગઃ) એવા પુનઃ પુનઃ સુખદ અનુભવથી જીવને તે તે સંગરૂપ સ્થિતિ બહુ પ્રાય થઇ પડે છે, અને પુનઃ પુનઃ તેવા સંગની વૃત્તિ બહુ તિવ્રતાથી ઉદય થયા કરે છે. એવા અનુભવના વિષય પદાર્થોની પ્રાપ્તિ માટે તે ઝંખ્યા કરે છે. અને જ્યાંસુધી એનો યોગ ન બની આવે ત્યાંસુધી જળથી વિયોગ પામેલા જળચર પ્રાણીની પેઠે તે બેચેન બની રહે છે. તે પદાર્થની ભોગતૃષ્ણા પુનઃ પુનઃ ભોગના કારણથી એવી દૃઢ બની હોય છે કે, તેના વિના તેનો આખો આત્મા કંપી ઉઠે છે અને તેના સંયોગ માટે પોકાર પાડયા કરે છે, કદી ભોગ્ય પદાર્થનો સંબંધ પૂર્વ કર્મની અનુકૂળતાથી થઇ આવે છે તો આત્મા ઉત્કટ વૃત્તિથી તેનો રસ ચૂસી તેના રાગીપણાને વધારે ને વધારે મજબૂત બનાવે છે, અને તેવો સંબંધ ન બની આવે તો આર્તધ્યાન વડે પ્રબળ કર્મથી આત્માને સાંકળતો હોય છે. આમ ઉભય પ્રકારે ભોગ્ય સામગ્રીના સંયોગ અને વિયોગમાં—આત્મા વધારે ને વધારે નર્કની ઉંડાણમાં સરતો જાય છે. અને પ્રત્યેક નવા કર્મના આગમન સાથે તેના પરિત્રાણની આશા દૂર ને દૂર થતી જાય છે

વિરાગ કે વિરતિનો અર્થ એવો નથી કે બાવા કે સન્યાસી થઇને સંસારથી ભાગી છુટવું. સંસાર, ઘણાકો ધારે છે તેમ કાજળની કોટડી નથી કે જ્યાં ગમે તેવા પવિત્ર મનુષ્યો પણ કાળા ડાઘથી ન બચી શકે! તેથી ઉલટું સંસાર એ મનુષ્યને મજબૂત કરનાર અને વીરત્વનો પાઠ શીખવનાર એક શાળા છે. મનુષ્યે વિષય પદાર્થો ઉપર વિજય મેળવવાનું સામર્થ્ય સંસારની મધ્યમાં રહીને જ મેળવવું જોઇએ. ભોગના પ્રબળ નિમિત્તો ઉપર જે જય મેળવી શકે છે તેજ ઠેઠ સુધી અડગ રહી શકે છે. એતો ખરૂં જ છે કે સંસારથી દૂર રહેવામાં ભોગના કેટલાએક નિમિત્તોથી બચી શકાય છે અને સહેજે સહેજે વિશુદ્ધિ જાળવી શકાય છે. પરંતુ વિરાગ એ ઉપર જણાવી ગયા તેમ એક શારીરિક બાહ્ય અવસ્થા નથી, પણ આંતરીક અવસ્થા છે. ભોગના નિમિત્ત રહિત સંયોગોમાં બાહ્ય વિશુદ્ધિ સચવાય છે, પરંતુ આત્માની ઉંડાણમાં જે ભોગ તૃષ્ણાની જ્વાળા સળગતી હોય છે તે ગમે તેવી ઉંડી ગુફામાં કે પર્વતની ઉંચી ટોચ ઉપર વસવાથી થંડી પડતી નથી, અને તે પ્રકારની જરાક અનુકૂળતા મળતા દ્વિગુણ બળથી ભભૂકી ઉઠે છે. જે જે ભોગ તૃષ્ણાઓ ભોગના સંયોગકાળે છુટી પડી હોતી નથી. તે ભોગનાં વિયોગકાળે કદીજ નિર્મૂળ બનતી નથી. માત્ર જ્યાં સુધી તેવા પ્રકારનાં અનુકૂળ સંબંધ ન બની આવે ત્યાં સુધી જ તે ભારેલા અગ્નિની પેઠે ગુપ્તપણે પ્રજ્વળતી હોય છે અને મોક્ષાભિલાષીનો લક્ષ્ય માત્ર ક્ષણિક બાહ્ય વિશુદ્ધિ એ જ નહીં, પણ સ્થાયી આંતરિક નિષ્કલંકતા હોવાથી તેના પ્રયત્નની દીશા ભોગ તૃષ્ણાને મૂળથી ધીમે ધીમે ઉખેડી નાખવા ભણી હોવી જોઇએ. ભોગ લાલસાનો તિરસ્કાર કરીને જેઓ સંસા-

૨થી છુટી નીકળ્યા છે તેવા એકાદ સહૃદય અને સત્યભાષી મનુષ્યને પુછી જુઓ અને તમને જણાશે કે, સો એ નવાણું ટકા તેમની અંતઃકરણની સ્થિતિ બહુ શોચ ઉપજાવનારી હોય છે. જેઓ હૃદયના સ્વાભાવિક ધર્મનું ઉલ્લંઘન કરી તેને આઘાત આપે છે તેઓનું આખરનું નિર્માણ પશ્ચાત્તાપમયજ હોય છે.

આથી પ્રત્યેક મનુષ્યે ભોગતૃષ્ણાને ધીમે ધીમે છોડતા જવી જોઇએ. એક સામટો બધા પ્રકારનો ત્યાગ કરવાનો સંકલ્પ બધાને કદી બર આવી શકતો નથી. અને બળાત્કારથી તેમ કરવામાં આવે છે તો લાભને બદલે હાની જ થાય છે. અનંત કાળથી પોષણ પામતી આવતી રાગ વૃત્તિઓ એ એવાં પ્રબળ સામર્થ્યો છે કે, તેનો વિજય ગમે તેવો બળવાન આત્મા એક સાથે કરી શકતો નથી. અને બહુ બળ કરવા જતા છેવટ હારી જવાય છે. જેમ ત્યજવાનો સંકલ્પ એ આત્માનું સામર્થ્ય છે, તેમ પોષાએલી રાગવૃત્તિઓએ પણ અનંતકાળથી બળ મેળવતી આવતી મહાશક્તિઓ છે. એ મહા માયા શક્તિની સામે થનાર કદી પણ ખાટી જઇ શકતો નથી. માત્ર જેમણે એક નિષ્ટાથી, ધૈર્યપૂર્વક, ધીરે ધીરે અને પોતાની સંકલ્પ શક્તિના પ્રમાણમાં, તેને નિઃસત્વ કરી હોય છે તેઓજ ફાવી શકયા છે.

મનુષ્યોએ પ્રથમ નાના કર્તવ્યોમાં પોતાના રાગદ્વેષને બાજુ ઉપર મૂકતા શીખી વિરતિનો અભ્યાસ પાક સિદ્ધ કરવો જોઇએ. જે ઉપભોગ સામગ્રીમાં તેની અનુરક્તિ હોય તેને ધીમે ધીમે અન્યના ઉપભોગ અર્થે અર્પણ કરતાં શીખવું જોઇએ. અર્પણવૃત્તિ ( sacrifice ) એ રાગવૃત્તિ ઉપરના વિજયમાંથી ઉદ્ભવેલું એક દિવ્ય સ્ફુલિંગ છે. અને જેટલે અંશે આત્મા અર્પણકાર્યમાં પોતાનો વ્યક્તિગત વિચાર બાજુએ રાખી શકે છે.

તેટલે અંશે તે વિરતિના ક્રમમાં પ્રગતિમાન થયેલો ગણાવા યોગ્ય છે. જે મનુષ્યને કામ્ય પદાર્થની સ્પૃહાનો સ્હેજ સરખો ત્યાગ કરતા પણ પરસેવો છુટે છે, તે વ્યવહાર તેમજ પરમાર્થના એકે પ્રદેશમાં વિજય મેળવી શકતો નથી. ભોગની લાલસા વ્યવહારમા પણ મનુષ્યને પામર અને સત્વહીન બનાવી મુકે છે. જેના અંતઃકરણમાં વિષયો પ્રતિનું પ્રબળ ખેંચાણ વર્તી રહ્યું હોય છે. તે બધી રીતે નાલાયક બની જાય છે. તેની સ્થિતિ એટલી બધી પરવશ હોય છે કે, અન્ય ઇષ્ટ કર્તવ્યો માટે છુટા થવું એ તેને અસંભવિત બની જાય છે; તેની આસપાસના મનુષ્યોનો તેનામાંથી વિશ્વાસ ઉઠી જાય છે. કેમકે કર્તવ્યને અંગે જે ત્યાગબુદ્ધિ આવશ્યક છે, તેની કળા તેનામાં મુદ્દલ ખીલી હોતી નથી. કર્ત્તવ્યના કાળે તે પોતાના ઉપભોગ વેષ્ટનોમાં ઘેરાયેલો પડયો હોય છે. કદી તેમ ન હોય તોપણ તેની વિવેક અને બુદ્ધિ શક્તિ ઉપર ભોગ વાસનાના એવા ઘાટા આવરણો જામી ગયા હોય છે કે, પ્રાપ્ત કર્ત્તવ્ય માટે તેના ઉપયોગનો અવકાશ તેને રહેવા પામતો નથી.

ઘણા ડાહ્યા ગણાતા મનુષ્યો જીવનના ઝીણા ઝીણા પ્રસંગોમાં પણ સ્વાર્પણ કરી શકતા નથી. તેમના ભાણામાં કાંઇ સ્વાદુ પદાર્થ આવેલો હોય તો, ઘરના બીજા મનુષ્યોનો પણ તે પદાર્થના થોડા અંશ ઉપર પણ હક હોવાનું તેમની રસ-ઘેલી વૃત્તિ સ્વીકારી શકતી નથી. તેઓ પોતાની ભોગલાલસાને બીજાઓની તેવા પ્રકારની વૃત્તિ કરતા વધારે કિંમતી ગણે છે, અને પોતાની તૃપ્તિને બીજા સૌ કરતા અગ્રસ્થાને મૂકે છે. ઘણીવાર તો ઘરના શિશુવયના સભ્યો તે પદાર્થ પ્રત્યેની અતિ પ્રીતિથી મોમા પાણી લાવતા ટગર ટગર જોતા

હોય છે, છતાં તેમની મુગ્ધ લાગણીઓ વિષે કાંઇ પણ ખ્યાલ લાવ્યા વિના ઘરનો મુખ્ય મનુષ્ય તે પદાર્થને પોતાની ભોગ જ્વાળા થંડી પાડવાના ઉપયોગમાં લીધે જાય છે. પોતાના સિવાય બીજા અંતઃકરણના તેવાજ વેગ પ્રતિ તેની તદ્દન ઉપેક્ષા હોય છે. તેની આસપાસના સંબંધીઓને તે પોતાના જ સુખ માટે નિર્માએલા ગણે છે. અને જ્યાં જ્યાં જેટલે અંશે તેઓ પોતાના રાગ કે રતિમાં અંતરાયભૂત થાય છે, ત્યાં ત્યાં તેટલે અંશે તે તેમને પોતાના લેખતો બંધ પડી જાય છે.

રાગી મનુષ્ય કોઇ પણ પ્રકારની કુટુમ્બભાવના નિભાવી શકતો નથી, કુટુંબ ભાવના, સમાજ ભાવના, દેશ ભાવના કે પ્રજાકીય ભાવના એ તેની વ્યક્તિ સુખની ભાવનાથી તેને વિરોધી લાગ્યા કરે છે. કેમકે તે પ્રત્યેક ભાવના સાચવતી વખતે તેને કાંઇને કાંઇ પોતાની રતિનો ત્યાગ કરવો પડે છે. પોતાના કુટુમ્બના મનુષ્યોને રાજી રાખવા માટે. જે ઉપભોગ સામગ્રીનો તે પોતાના સુખ માટે ઉપયોગ કરત, તેને તેના સ્ત્રી, પુત્રાદિના ઉપભોગ માટે રોકવી પડે છે, જે વસ્ત્રાલંકારને તે પોતાના દેહ ઉપર ગોઠવી, બીજાઓની વાહ વાહ કે આશ્ચર્ય વૃત્તિ પોતા તરફ ખેંચી પોતાના અભિમાનને તૃપ્ત કરત, તેને પોતાના પુત્ર કે ભાઇઓની તેવીજ વૃત્તિ તૃપ્ત કરવા માટે આપી પોતા સંબંધે ત્યાગ સેવવો પડે છે. અર્થાત્ દરેક પ્રસંગે પોતે પાછળ રહી ઘરના બીજા મનુષ્યોને આગળ તરતા રાખવા જેટલો ત્યાગ કરવો પડે છે. અને તેમ કરવામાં પોતાની રાગવૃત્તિને જેટલે અંશે અંકુશમાં રાખવી પડે છે તેટલે અંશે તે પોતાની કૌટુમ્બિક ભાવના સિદ્ધ કરી શકે છે. ત્યાગ, સ્વાર્પણ, વિરતિ, વિરાગ એ વિના મનુષ્ય ઉત્તમ ગૃહી બની શકતો નથી. પદેપદે

પોતાનું ગૃહી તરીકેનું બિરૂદ સાચવવા માટે તેને કાંઇને કાંઇ જતું કરવું પડે છે. અને જેટલે દરજ્જે જતું કરવામાં તે પાછળ પડે છે તેટલે દરજ્જે તે પોતાના ગૃહી તરીકેના ધર્મથી ભ્રષ્ટ થાય છે, વિરાગી થયા વિના મનુષ્ય સાધુ બની શકતો નથી એટલું જ નહીં પણ ગૃહી પણ બની શકતો નથી. તેને પોતાના વ્યકિતગતસુખની સ્પૃહા છેક શિથિલ કરવી પડે છે. અને તેમ કરવામાં તે નિષ્ફળ જાય છે તો ગૃહીના ધર્મમાં તે પાછળી પડી જાય છે.

એ પ્રકારે કુટુમ્બ ભાવનાથી આગળ વધતા અનુક્રમે સમાજ ભાવના, દેશ ભાવના અને પ્રજાકીય ભાવનાની સિદ્ધિ માટે ઉત્તરોત્તર તેને વધારે વધારે ત્યાગની જરૂર છે, સમાજસેવા માટે ને ઘણીવાર કૌટુમ્બીક સ્નેહ અને પક્ષપાત ત્યાગવો પડે છે. અને તેમ કરવામાં તેના સ્વાર્થી અંશને સખ્ત આઘાત પણ આપવો પડે છે. પોતાના શરીરનો, ધનનો અને બુદ્ધિનો વ્યય ઉપરના કોઇના પણ સુખ અર્થે કરવામાં જે વિરાગ અંતર્ગત રહેલો હોય છે, તે વિરાગ પામર મનુષ્યો કદી પણ દાખવી શકતા નથી. પોતાનું સ્હેજ સુખ કે આરામ ત્યજતા જેમને કોડીઓ ચઢે છે, તેઓ સમાજસેવા અર્થે નાલાયક હોય છે, એટલું જ નહીં પણ તેઓ દુનિયા ઉપર એક બોજારૂપ ગણાવા યોગ્ય છે. કામ્ય પદાર્થો પ્રતિનો તેમનો મોહનો આવેશ તેમને સ્વાર્થ સિવાયની અન્ય પ્રવૃત્તિમાં યોજાવાની ના પાડે છે. બીજાના સુખથી પોતાની જાતને સુખી માનવાને બદલે પોતાના સુખથી બીજાઓને સુખી થયેલા તેઓ માની લે છે. આથી ગૃહીઓ માટે વિરતિની અત્યંત આવશ્યકતા સંબંધે શાસ્ત્રો જે ઉચ્ચ સ્વરથી ધ્વનિ કરતા રહ્યા છે, તે નિરર્થક નથી પણ

સાર્થક છે. અને જેટલે અંશે તે વિરતિના સ્વરૂપને સમજી પોતાના જીવનમાં ઉતારી શકે છે, તેટલે અંશે તે વધારે ઉત્તમ ગૃહી સમાજનો સભ્ય, દેશ અને રાષ્ટ્રનો આગેવાન બની શકે છે.

આજકાલ વિરતિનો અર્થ અત્યંત સંકીર્ણ અને કર્ત્તવ્ય પ્રદેશમાં લગભગ નિરૂપયોગી જેવો થઇ પડયો છે. માત્ર ખાવા-પીવા સંબંધી સંકોચ, ભોગોપભોગની મર્યાદા, ગમનાગમનના પ્રદેશનો નિર્દેશ કે સાંઝ સવાર નિયમીત સામાયક પ્રતિક્રમણ એટલામાંજ વિરતિની પરિસમાપ્તિ થતી નથી, પરંતુ તેની અસર જીવનના પ્રત્યેક પ્રદેશમાં, પ્રત્યેક પ્રવૃત્તિમાં, અને છેક સૂક્ષ્મમાં સૂક્ષ્મથી લઇ મોટામાં મોટા કર્ત્તવ્ય પર્યંત થવી જોઇએ. તેમ થાય તોજ તે ત્યાગ સફળ સઅર્થ અને વ્યહવારૂ થાય છે. હાલ જે પ્રકારે વિરતિ પાળવામાં આવે છે તે ઉપર કાંઇપણ કટાક્ષનો લક્ષ્ય રાખ્યા વગર કહેવું જોઇએ કે, એટલાથી જ આપણે સંતોષ માનવો ઘટતો નથી. જો કે હાલની આપણી સામાજીક પરિસ્થિતિ જોતાં એ બધું ચલાવી લેવા જેવું છે, પરંતુ સમાજના પ્રગતિમાન વર્ગે તેનો જરા વિશેષ ઉદાર અર્થ કરી એ સ્વાર્પણને સવિશેષ વ્યવહારૂ કરવો ઘટે છે. અને તેમ થવા પૂર્વે વિરતિનું ખરૂં સ્વરૂપ, તેનો ઉદ્દેશ, વ્યક્તિ અને સમાજ ઉપર તેથી ઉદ્ભવવી જોઇતી અસર એ વિગેરેનો ઉદારબુદ્ધિથી વિચાર કરવો જોઇએ. જે ત્યાગનું ફળ પ્રત્યક્ષ નથી, તે આગળ ઉપર પરોક્ષ ફળ આપશે એવી આશા સોએ નવાણું પ્રસંગે છેતરનારી જ નીવડે છે. ભાવીમાં ફલદ થનાર પ્રત્યેક કાર્ય વર્ત્તમાનમાં પણ તેની આગાહી આપ્યા વિના રહેતું નથી. જે ત્યાગનું પરિણામ વર્ત્તમાન જીવન ઉપર લેશ પણ ન પડી શકે, આચાર-વિચાર ઉપર જરા પણ જેનો રંગ ન બેસે, જેના

એક અન્ય વિભાગ કરતાં કાંઇજ અધિક નથી, અન્યપક્ષે તે કદાચ દુનિઆની નજરે ગમે તેટલો હલકો, કિંમત વિનાનો અ-કિંચિતકર ભાસતો હોય છતાં તેને પણ આ યોજનામાં તેનું યોગ્ય અને નિયત સ્થાન છે. તેના જીવનનો પણ કાંઇક હેતુ છે, ઉદ્દેશ છે, અને તે જીવન અને તેનો ઉદ્દેશ અખિલ યોજના સાથે અવિચ્છેદ્યરૂપે સંકળાએલો છે. ગમે તેટલું તુચ્છ ભાસતું જીવન પણ નિરૂપયોગી નથી. અને ગમે તેટલું ઉપયોગી ભાસતું જીવન પણ અખીલનો એક સુક્ષ્મ વિભાગ કરતાં કાંઇજ વિશેષ નથી. ગમે તેવું મહાન જીવન પણ આ મહાન યોજના જે નિયમથી પ્રવર્તી રહી છે તે નિયમને આધિન રહીને વર્તવા બંધાએલ છે. આપણે બધાએ, આપણે ભાગ આવેલો કર્તવ્યનો ફાળો, આપણી બુદ્ધિ જે સારામાં સારો માર્ગ બતાવે તેને અનુસરીને, સારામાં-સારી રીતે બજાવવો જરૂરનો છે. એમ કરવાથી આપણે આપણી પોતાની ઉન્નતિ અને વિકાસ સાધીએ છીએ એટલુંજ નહી, પણ જે દૈવી યોજના આપણી આસપાસ કામ કરી રહી છે તેને પણ સફળ કરવામાં ફાળો આપીએ છીએ. દૈવી વ્યવસ્થાના ( Divine Plan ) ના આપણે બધા સાધનો હથીઆરો છીએ, અને એ તરીકે ઉપયોગી થવામાં આપણે આનાકાની કરવી એ નિયમની વિરૂદ્ધ વર્તવા તુલ્ય છે. અને તે સાથે એ પણ સ્મૃતિમાં રાખવાનું છે કે આપણે ફક્ત નિર્જીવ યંત્રોજ નથી, પણ મનુષ્યો છીએ. આપણું જીવન સર્વ જીવનની સાથે ગાઢપણે અભેદપણે સંકળાએલું છે, આપણે પ્રત્યેક વ્યક્તિ જીવનને કોઇને કોઇ દીશાએથી નિરંતર સ્પર્શતાજ રહીએ છીએ આખા વિશ્વના હિત સાથે આપણું હિત સંકળાએલું છે.— આ આખી સાંકળનો આપણે એક અંકોડો માત્ર છીએ.

આપણે જે કાર્ય માટે નિર્માયા છીએ તે કાર્યની સિદ્ધિ અર્થે વપરાવા માટે આપણે તૈયાર ન રહીએ તો આ યોજનાની મધુર બંસીના શ્રુતિમનોહર સુરમા બેસુરાપણું મળવાનું, ત્યાં ત્રુટ પડવાની, ઘસારો ઉત્પન્ન થવાનો, દુઃખ અને દર્દના કારણો રચાવાના. આપણે જુદાપણાનું અભિમાન અને અહંતા દૂર રાખી અખિલતામાં ઉપયોગી થવા તત્પર બનવું જોઇએ. અમે જાણીએ છીએ કે અમે આ નિર્બળ અને ગરીબ વાણીદ્વારા અમારા આશયનું સુદૃઢ પરિસ્ફોટન કરી શકતા નથી. આ વાક્યો અમારા હૃદયમાં રહેલા અર્થ સાથે સરખાવતા ઉભય વચ્ચે નહી ભાંગી શકાય તેટલું મહાન અંતર રહે છે. છતાં એટલો તો અમને વિશ્વાસ છે કે જે પકવ હૃદય માટે આ સત્ય-પ્રતિપાદન અક્ષરાત્મકપણું ગ્રહણ કરે છે, તે હૃદય અમારા હૃદય માંહેના અર્થને તુર્તજ સમજી જશે, અને કદાચ અમારા આ નિર્બળ પ્રયત્ન માટે હસસે પણ ખરા અને છતાં એ મુદ્દો સ્પષ્ટ કરવામાં અમે અચકાશું નહીં. કાર્યની કઠીનતા જોઇને કાર્યને પડતું મુકવું યોગ્ય નથી. અમારા ભાગ જે ફાળો આવ્યો છે તે અમારે પણ અમારાથી બની શકે તેટલા સારામાંસારા રીતે બજાવવાના ઉદ્યોગમાં કચાશ રાખવી નજ જોઇએ.

આપણું જીવન આપણા એકલાજ માટે નથી પરંતુ સર્વના માટે છે, આપણે સર્વ સાથે સબંધવાળા છીએ, એ ભાન કદાચ આપણને વર્તમાનમાં બહુ ગૌણપણે અનુભવાતું હશે, છતાં તત્વદૃષ્ટિએ જોતાં વ્યક્તિજીવન, સમષ્ટિજીવન સાથે અત્યંત નિકટ ભાવે જોડાએલું છે, અને જનસેવા, પરોપકાર પ્રેમ, દયા, આદિની સુંદર ભાવનાઓ એ સત્ય ઉપરજ અવલંબીને રહેલી છે. જો આ વિશ્વનું પ્રત્યેક વ્યક્તિગત જીવન

નિરાળું અને પરસ્પરથી સંબંધરહિત હોત તો, જનસેવા, પરોપકાર, પ્રેમ, દયા, અનુકંપા આદિ શબ્દો છેકજ અર્થહીન ગણાત. કેમકે જો વ્યક્તિ વ્યક્તિ પ્રત્યે કોઇ પ્રકારનો ધાતુગત, આત્મગત. સ્વાભાવિક સંબંધ ન હોત તે ઉપરની ભાવનાઓને અનુસરતું આચરણ કયા હેતુ માટે હોવું સંભવે ? અથવા કઇ આંતરિક સહજ વૃત્તિમાંથી એ હૃદયવેગ ઉત્પન્ન થાય ? ખરૂં છે કે એકતાનું ભાન આ કાળે આ ભૂમિકાએ મનુષ્યને અવ્યક્ત અને અગોચર છે, છતાં પ્રિયબંધુ, જો તમે તમારા હૃદયને એકાંતમાં સરલભાવે પુછી જોશો તો ત્યાંથી એજ ઉત્તર મળવાનો કે "હું પ્રાણીમાત્ર, જીવનમાત્ર સાથે હું અભેદભાવ સંબંધ યુક્ત છું." આ સત્યને તમારા અંતઃકરણમાં બને તેટલું દૃઢપણે સ્થાપો, તે તમને અત્યંત ઉપયોગી અને આત્મસાધનના ક્રમમાં અનિવાર્યપણે આવશ્યક છે.

---

## પ્રકરણ ૩ જું.

અમે ગયા પ્રકરણમાં જણાવી ગયા કે આપણું જીવન એ આપણું એકલાનું જ જીવન નથી, પણ અનંત વિશ્વ–જીવનનો તે એક અંશ છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની પ્રથકતા, વિભિન્નતા, ભેદભાવ, એ બધું કોઈ મહાન ઇશ્વરી યોજનાને લઇને આપણા વિકાસની વર્તમાન અવસ્થામાં આપણને પ્રતિત થાય છે. પરંતુ તેનું જુદાપણું, એ સત્યની ઘટનાનો સ્થાયી અંશ નથી. સરિતાના પ્રવાહમાં પ્રતિત થતા વમળો આપણી ચર્મચક્ષુને વમળ રૂપે જણાતા છતાં પણ તે જેમ સરિતાના અખંડ અવ્યવહિત પ્રવાહથી ભિન્ન નથી, તેમ આપણું વ્યક્તિ જીવન પણ વ્યક્તિ

રૂપે નિરાળું પ્રતીત થયા છતાં પણ અખિલ જીવનથી ભિન્ન નથી; આ પ્રકારની સર્વ જીવનની એકતાનું ભાન ઉદય થયા વિના આત્મા અન્ય આત્માઓના હિત માટે, સેવા માટે, કાંઇ પણ યથાર્થ સ્વાર્પણ કરી શકતો નથી. દયા, પરોપકાર, અનુકંપા, પ્રેમ, માયાળુપણું એ બધાનું વાસ્તવ અવલંબન આ આંતરિક એકતાના સંબંધ ઉપર રહેલું છે. એ સંબંધનું ભાન અથવા ઉપયોગ જો કે આપણી આ અવસ્થામાં વ્યક્તપણે આપણે અનુભવી શકતા નથી પરંતુ આત્માનો જે કાંઇ સ્વાભાવિક ધર્મ છે તે પ્રતિ તેનો વેગ નિરંતર રહ્યાજ કરે છે. ડાહ્યા પુરૂષોએ વેગનું નિદાન સમજીને જે સંબંધમાંથી તે વેગ ઉદ્દભવ્યો હોય છે તે સંબંધનું ભાન સ્પષ્ટપણે પોતામાં ઉદયમાન કરવા, અને તેનું રહસ્ય પોતાના હૃદયમાં સ્થાયી ભાન રૂપે કાયમ રાખવા ઉદ્યમશીલ રહે છે. આથી અમે કહ્યું છે કે આપણું જીવન માત્ર આપણા પોતાનાજ વ્યક્તિ વિકાસ અર્થે નહી પરંતુ સર્વના વિકાસ અને શ્રેય અર્થે સમર્પવું ઘટે છે. આજ કારણથી આ વિશ્વની યોજના એવા પ્રકારે ઘડાએલી જણાય છે કે એક જીવનની અસર અન્ય જીવન-બંડો ઉપર નિરંતર થયાજ કરે છે, અને તેમાંથી સમસ્ત યુગની પ્રગતિ ઉપજી આવે છે. આસક્તિ રહિત કર્મ કરનાર મહાનુભાવે આ વિશ્વની પરમ અદ્દભુત યોજનાનું સ્વરૂપ સમજવું જોઇએ અને જેટલે અંશે તે યથાર્થપણે સમજી શકાય તેટલા અંશે તે વ્યક્તિ જીવનના ભાન રૂપી બંધનમાંથી મુક્ત થઇ સમષ્ટિ જીવનના વિશાળ-બહુવ્યાપી, ભવ્યતર જીવનનો ભોક્તા બની શકે છે. વાસ્તવમાં બંધન અને મુક્તિ એ સ્થળાંતર રૂપે નથી, પણ ઉપયોગના ભાનના (consciousness) સ્થિતિના ઉત્તરોત્તર

પરિણમન રૂપે છે. અને જ્ઞાન વિના, વિશ્વ અને આત્માની યથાર્થ સમજણ વિના એ ભાન એ ઉપયોગ ઉદયમાન થવો અસંભવિત હોઇનેજ આપણા શાસ્ત્રકારોએ "જ્ઞાનવડેજ મુનિપણું છે એમ ડિંડિંમ નાદથી પોકારીને કહ્યું છે. જ્ઞાન અથવા સમજણ એ આપણને ઉચ્ચત્તર ઉપયોગ અથવા ભાનમાં સ્થિર કરે છે. અને તેમ થતાં વિશ્વ, આત્મા ઇશ્વર આદિ સંબંધની આપણી સાંકડી દૃષ્ટિના સ્થાને વિશાળ, ભવ્ય. બહુવ્યાપી દૃષ્ટિ ( outlook ) પ્રતિષ્ઠિત થાય છે. જેટલા અંશે આમ થાય તેટલા અંશે આપણે બંધન મુક્ત બનીએ છીએ. મુક્તિ એ કાંઇ આચારરૂપ, વિધિરૂપ કે કર્મકાંડરૂપ નથી, પરંતુ ઉપયોગના પલટાવા રૂપે છે એ કદી ભૂલવું જોઇતું નથી. વિશ્વની ઘટના, આત્મા, પરમાત્માનું સ્વરૂપ, એ આદિની સમજણ મેળવવા માટે મનુષ્યે જાતે પોતાની ખુલ્લી દૃષ્ટિથી જોવાની જરૂર છે. કોઇ ગ્રંથ વિશેષ કે મહાત્મા અથવા એકલા પેગમ્બરને વળગીને બેસી રહેવાથી ખરા અર્થમાં "જ્ઞાન"ની પ્રાપ્તિ કદી થતી નથી. ખરૂં છે કે શાસ્ત્રીય ગ્રંથો અને મહાત્માઓનું સેવન આપણા હૃદયના મળને દૂર કરવામાં કોઇ અંશે ઉપકારક છે, છતાં તે સેવન વડે ગ્રંથમાં કે મહાત્મામાં રહેલું જ્ઞાન આપણામાં દાખલ થઇ શકતું નથી. ગ્રંથો અને મહાજનો આત્મમાર્ગના પથ ઉપર આપણને અંગુલિ નિર્દેશ રૂપે છે; આપણા ગ્રંથો અને મહાત્માઓ માત્ર આપણી સ્વતંત્ર બુદ્ધિવૃત્તિ અને વિવેક ચક્ષુ ઉપરના પડળને ઉતારવા માટે ઉપયોગી છે, આપણો વ્યક્તિ વિકાસ આપણી પોતાનીજ બુદ્ધિ અને વિવેક શક્તિના ઉપયોગ દ્વારા સાધી શકાય તેમ છે. આજ કારણથી આપણા જૈન શાસ્ત્રકારોએ "પ્રસાદ-વાદનો" બહિષ્કાર કરેલો છે. ટુંકામા,

વિશ્વ સાથે અને અન્ય આત્માઓ સાથે આપણો વાસ્તવ સંબંધ શું છે તે આપણે જાતે જોતાં અને અનુભવતાં શીખવું જોઈએ.

અને એકવાર તમે ખુલ્લી નજરથી, નિર્મળ દૃષ્ટિએ, વિવેક પુરઃસર નિહાળી જોશો તો તમને જણાશે કે એક આત્મા સર્વ આત્માઓ સાથે અભેદ ભાવે સંબંધયુક્ત છે. જેમ સર્વ સર્વના માટે છે. તેમ એક સર્વના માટે છે. અને સર્વ એકના માટે છે, કેમકે એક સર્વથી અભિન્ન છે, અને સર્વ એકથી અભિન્ન છે. આ કથનનો અનુભવ કદાચ આ ક્ષણે તમે નહીં કરી શકો, આ મર્મ તમારા હૃદયમાં ઘર નહી કરી શકે, અને એ સાર પૂર્ણ વાક્ય અમે નિરર્થક ફેંકી દીધું ગણશો, છતાં પણ અમારા હૃદયનો પ્રિય અનુભવ અમે અક્ષરાત્મક કરવાની વૃત્તિ રોકી શકવા અશક્ત છીએ.

મનુષ્યની પ્રજ્ઞાચક્ષુ જુએ છે કે આપણી આસપાસ પ્રતિત થતી બધી નાની મોટી ઘટનાઓ, કર્યો, વ્યતિકરો એ સર્વ અત્યંત અર્થપૂર્ણ છે અને તે આપણા પોતાના જીવન માટે જ નહીં પણ અખિલ વિશ્વના સંબંધે પણ અર્થયુક્ત છે. આપણી પ્રગતિ અને સ્વરૂપ અભિવ્યક્તિ અર્થે એક ક્ષુદ્ર જણાતું કાર્ય આપણને ગમે તેટલું નિર્જીવ અને તુચ્છ ભાસે, પરંતુ વિશ્વની મહાન યોજના અને આનંદસ્વરૂપની દૃષ્ટિએ તે તેવું નથી. આ મહાન યોજનામાં કોઈ એકમ હેતુની પૂર્તિ માટે, કોઈ અમુક ઉદ્દેશની સિદ્ધિ માટે જે અતિ આવશ્યક હોય એવું અને તે તુચ્છ જેવું કાર્ય કરવાનું આપણને પ્રાપ્ત થયું હોય તો તેને ભગવદ્દત્ત કાર્ય સમજીને આપણે સારામાં સારી રીતે તે બજાવવું જોઈએ. આપણી દૃષ્ટિથી તે કંઈજ દેખાતું નથી તેથી તેને વેઠ રૂપે નહી કરતાં, પરમાત્માની દૃષ્ટિથી તેને અત્યંત

અગત્યનું અને સારયુક્ત સમજીને બની શકે તેટલી ઉત્તમ રીતે તેને નિભાવવું જોઇએ. વિશ્વમાં પ્રતિત થતાં પ્રત્યેક સ્થળાંતર સ્થાનાંતર, સ્થિત્યાંતર, પરિણામાંતર અર્થયુક્ત છે; કશુજ આડે-ચંડે, કારણ રહિતપણે, હેતુ શૂન્યપણે થતું નથી એમ જ્ઞાની જનોની દૃષ્ટિ જુએ છે. શેત્રંજની રમતમાં સોગઠાઓનું હલન ચલન જેમ અજાણ્યા મનુષ્યને અર્થ વિનાનું જણાય છે, તેમ વિશ્વના નાના મોટા વ્યાપારો અણસમજુઓને અર્થ વિનાના ભાસે છે, ઘણીવાર શેત્રંજની રમત ખેલનારાઓ પણ રમતની શરૂઆતમાં રચવામાં આવેલી સોગઠાઓની સ્થિતિ અને હિલચાલનું છેવટનું પરિણામ સમજી શકતા નથી, અને તે સોગઠાનાં એકાદ હલન ચલનને બહુ અગત્યનું ગણતા નથી, પરંતુ રમતની આખરે અગત્ય વિનાના ગણ્યાએલા તે હલન ચલનના ગારા સાર પરિણામની તેમને ખબર પડે છે, તેમ અનેકવાર એવું પણ બને છે કે જ્ઞાની જનો પણ અમુક નિર્માલ્ય સરખા ભાસતા કાર્યોનું અંતિમ પરિણામ તેના ખરા અર્થની શરૂઆતમાં જોઇ શકતા નથી, છતાં તેઓ એટલું તો નિરંતર પોતાના હૃદય પટ ઉપર કોતરી રાખે છે કે વિશ્વની પ્રત્યેક ગતિ આગતિ આન્દોલનું પ્રત્યેક હલનચલન, પ્રત્યેક આંદોલન, પ્રત્યેક સ્ફુરણ અર્થ વિનાનું નથી, અને એક તુચ્છમાં તુચ્છ બનાવ અખિલ વિશ્વની સાથે સંબંધ યુક્ત છે, તે પોતે આ અનંત જ્ઞાનવડે યોજાએલી મહા યોજનાનો અર્થ અનંતમા ભાગે પણ સમજી શકતો નથી, છતાં તેના હૃદયમાં એટલી તો સંપૂર્ણ શ્રદ્ધા હોય છે કે તેમાં બધુંજ કલ્યાણકર, મંગળકર, શ્રેયસ્કર છે. ને પોતાની ટુંકી દૃષ્ટિથી કશુંજ જોતો નથી, ટુંકી અને અલ્પ મતિએ ભાસતા સુખ દુઃખના પ્રસંગોમાં તે કશીજ સુખરૂપતા કે દુઃખરૂપતા જોવાની ના પાડે છે.

જો કે, પ્રભુની દ્રષ્ટિ હજી તેને પ્રાપ્ત થઇ હોતી નથી, છતાં એટલું તો તે ચોકસપણે માનતો હોય છે કે, પોતાની અલ્પ સમજણવાળી દ્રષ્ટિએ જે કાંઇ ભાસે છે તે અખિલ સત્ય નથી, પરંતુ એક ટુંકા પ્રદેશમાં, અમુક દેશકાળની અવધિ પર્યંત, પોતના માટે તે ખંડ સત્ય રૂપે છે, અને તે સાથે તેનું હૃદય હમેશા એવા ભાવનો વિલક્ષણ આનંદ ભોગવ્યા કરતું હોય છે કે, મારી નજરે અમુક પ્રસંગ ગમે તેવા સુખ દુઃખના અર્થવાળો ભાસે છતાં પ્રભુની અનંત જ્ઞાન યુક્ત દ્રષ્ટિમાં તે પ્રસંગ મારૂં શ્રેય કરનાર અને પરિણામે પરમ સુખમયજ છે.

અને આથી આસકિત રહિત કર્મ કરનાર ખરો જ્ઞાની કોઇ દીવસ કોઇ જાતની ફરીયાદ કરતો નથી; તે જાણે છે કે છેવટને સરવાળે બધું ઠીકજ થવાનું છે, વળી તે જાણતો હોય છે કે, મારે ભાગ જે કર્તવ્યનો ફાળો આવેલો છે તે કર્તવ્ય મારી પોતાની ટુંકી દ્રષ્ટિએ કદાચ અકિંચિત્કર ભાસતું હોવા છતાં આ મહાન યોજનામાં કાંઇક અર્થપૂર્ણ ઘટના રચવામાં તે નિમિત્ત ભૂત થવા નિર્માએલી છે, અને તેથી તે મહાનુભાવ હંસતા મુખે એ કર્તવ્યમાં જોડાય છે, જેઓના હૃદયમાં આ પ્રકારની શ્રદ્ધા નથી હોતી, તેઓ અનંત જ્ઞાનવડે રચાએલી એ ઘટનાની ઉપયુક્તતાં સામે બળવો ઉઠાવે છે, અને તેની વિરૂદ્ધ પોતાને પ્રાપ્ત થએલી બુદ્ધિ શકિતવડે બનતા વિઘ્નો નાખે છે; જો કે, તેમની વિરૂદ્ધતા કે બળવો કાંઇ લાંબો કાળ દૈવી સત્તાક યોજના સામે નભી શકતાં નથી, છતાં અણસમજુ લોકોને તે યોજનાની સામે પોતાનો અણગમો જાહેર કરવાની અને પોતાની મતિથી એ ઘટના વિશ્વના કે પોતાના કલ્યાણઅર્થે નિરૂપયોગી અથવા હાનિકારક હોવાની મૂર્ખાઇનું જાહેરનામું ફેરે-

ગ્યા કરે છે, પોતાને અઠીક લાગતું કોઇ ઠેકાણે કાંઈક થાય કે તેઓ એવી ઘટના સામે પોતાનો વાંધો રજુ કરી દે છે, પોતાના ડહાપણથી ભાસતી અનિષ્ટતા સામે અરૂચી કે "પ્રોટેસ્ટ" નો ઠરાવ બહાર પાડે છે—મોકલી આપે છે, જેમને દૈવી યોજનાની હિતકરતામાં શ્રદ્ધા નથી તેમની ફરીયાદ અને અણગમો નિરંતર જારોજ રહે છે, તેઓ જ્યાં ત્યાં મૂર્ખાઇ અને કમ અક્કલની નીશાનીઓ જોયા કરે છે, અનંત કૌશલ યુક્ત દિવ્ય કારીગરનો હસ્ત જોવાને બદલે તેઓ વિશ્વના પ્રત્યેક સ્થાનમાં સ્વચ્છંદ જ્ઞાનનો ગેરઉપયોગ નિહાળે છે, તેઓ કહે છે કે એ સત્તામાં જો કોઇ અક્કલનો છાંટો હોય તો તે કુસ્તુરોને કાળી શામાટે બનાવે? ગુલાબને કાંટા શા માટે આપે? ચોતરફ જન્મ, જરા, મૃત્યુ, વ્યાધિ, કષ્ટ, ચિંતા, શોક, કલહ આદિનો સંભવ શામાટે ઉપજ્યા કરે? એ સત્તાને ત્યા ન્યાયનું નામ નિશાન હોય તો ઘણા લાયક સજ્જનો શામાટે અન્ન વસ્ત્રના સાંસાં ભોગવે છે, અને જાડી બુદ્ધિના નાલાયક મનુષ્યો એશ આરામ અને વૈભવની પરંપરામાં રાત દિવસ નિર્ગમે છે, શ્રદ્ધાહીન જનોની આવી દલીલોનો ઉત્તર દેવાનો આ પ્રસંગ નથી, પણ એટલુંજ કહેવા દો કે, એ બધા તર્કો અને શંકાઓ વિશ્વના સાંગોપાંગ અવલોકનની ખામીમાંથી ઉદ્ભવે છે, તેઓ એક નાની સરખી વ્યક્તિના હિતાહિત કે ... દુઃખને લક્ષ્યમાં રાખીને પોતાની ટીકા પ્રસિદ્ધ કરે છે, જ્યારે વિશાળ દ્રષ્ટિ પૂર્વક સમગ્ર વિશ્વના હિતનો સંકેત પોતાની બુદ્ધિની મર્યાદામાં તે રાખી શકશે, ત્યારે તેને પોતાના આગલા વિચારો અવશ્ય ફેરવવા પડશે, પછી જ્યાં ત્યાં એ મનુષ્ય હિતકર સંકેતનેજ ગતિમાન થતો જોયા કરશે, આ મહાન, ભવ્ય યોજનાનું કાંઇક રહસ્ય તેને અવગત થયા પછી

તેની દ્રષ્ટિ બદલાય છે, તેની દ્રષ્ટિમાંથી મિથ્યાપણું નીકળીને ત્યાં સાચાપણું, સમ્યક્‌પણું પ્રતિષ્ઠિત થાય છે. પછી તે બધા સ્થાનમાં, બધા પ્રસંગોમાં અર્થ યુક્તતા, સહેતુતા, શ્રેયસ્કરતા, અને તે બધા ઉપરાંત કોઇ મંગળમય સત્તાનો હસ્ત જોઇ શકે છે, પછી બળવા અને વિરૂદ્ધતામાંથી ઉત્પન્ન થતા હૃદયના ઘસારાનું દર્દ નાબુદ થાય છે, પ્રથમ જ્યાં તેને બળાત્કારે હડસેલવામાં આવતો ત્યાં હવે તેને કોઇ હસ્ત પકડી દોરી જતો અનુભવાય છે, પછી તેને સમજાય છે કે, પ્રથમ તેને જ્યાં બળાત્કાર અને શિક્ષા જણાતી પરંતુ તે વખતે તેની વિકૃતબુદ્ધિ તેમાં કઠોરતા નિર્દયતા, જોતી હતી, જાગૃત થએલો મહાભાગ આત્મા વસ્તુ સ્વરૂપ જે પ્રકારે છે, તે પ્રકારે કોઇ અંશે જોતાં શીખ્યો હોય છે, બીજાઓને જે પ્રસંગ રોવરાવે છે, તે પ્રસંગ તેને હૃદયમાં હસાવતો હોય છે. કેમકે તે રૂદન ઉપજાવનાર ઘટનાની પછવાડે રહેલો મંગળમય ઉદ્દેશ તે યથાર્થપણે જોતો હોય છે, મૃત્યુની વિકરાળ ભયાનક મૂર્તિ પછવાડે તે નરક નથી જોતો પરંતુ સ્વર્ગ જુવે છે, જન્મ જરા વ્યાધિ મરણ એ બધાને તે ખરા અર્થમાં, સાચા સ્વરૂપમાં, જોઇ શકતો હોવાથી ઉપલક દ્રષ્ટિને તેમાં જે અનિષ્ટતા અને ભયકારકતા ભાસે છે તે તેને મુદ્દલ જણાતી નથી, એ બધાને તે શ્રેયનાંજ સંકેત માનતો હોય છે, અને આમ હોવાથી કર્મ જ્યાં તેને લઇ જાય ત્યાં તે આનંદથી નિર્વેદ રહીતપણે, હસતા મુખે બાલકને સુલભ શ્રદ્ધાથી દોરાય છે, ઘસારામાંથી ઉદ્‌ભવતું દર્દ તેને મુદ્દલ થતું નથી. હવે તે પ્રભુનાજ ધોરી માર્ગમાં કુચ કરતો હોય છે, અને એ માર્ગની બન્ને બાજુએ રહેલી મનોહર લીલાને ભોગવતો, મ્હાલતો, પોતામાં પ્રગટેલી પ્રભુ-પ્રેમની મસ્તિ પુર્વક નિરંતર પ્રગતિ કરતો રહે છે, તે કોઇ પણ

કાર્યમાં કે હલન ચલનમાં પોતાનો સ્વછંદ સ્વીકારતો નથી. પરંતુ બધે મંગળકારી જુએ છે, એ નેતૃહસ્ત ગમે ત્યાં લઇ જાય ત્યાં તે ખુશીથી જાયછે, પછી તેનું પ્રથક અભિમાન ક્ષય થતું ચાલે છે.

પ્રિય બંધુ! કદાચ તમને એમ લાગતું હશે કે "ઉપર દોરેલું ચિત્ર એ માત્ર ફીલોસોફીનું જ ચિત્ર છે. તત્વજ્ઞોનું સ્વપ્ન છે. કોઇ આદર્શ સ્થિતિની ભાવના માત્ર છે. ભાવનામાં તે સ્વપ્નમય ચિત્ર ગમે તેવું સુંદર હોવા છતાં વ્યવહારમાં તે ઉપયોગી નથી." આનાં ઉત્તરમાં અમારે એટલુંજ કહેવાનું રહે છે કે, તમને હજી વિશ્વમાં પ્રગતિની વિવિધ શાખાઓમાં વિહરતા મહાન જનોના અંતઃકરણની સાચી સ્થિતિની ખબર નથી. કદાચ તમને સાંભળીને નવાઇ થશે, મનુષ્ય-પ્રયત્નની વિવિધ શાખાઓમાં અગ્રસ્થાને વિરાજનાર અનેક મનુષ્યોનું હૃદય અમે ઉપર જણાવેલી ભાવનાને વ્યકત કે અવ્યકત પણે અનુસરે છે. તેમને એવું જણાય છે કે "અમે કોઇ મહાન સત્તા વડે દોરાઇએ છીએ" અને તેઓ એ સત્તામાં વિશ્વાસ રાખતા શીખ્યા હોય છે, એ સત્તાનું કે વિશ્વાસનું તેમના અંતઃકરણમાં જો કે ઘણીવાર બહુ સ્પષ્ટ ઉગ્ર ભાન હોતું નથી, છતાં તેઓ તેને અનુસરવા માટે પ્રેરાય છે. તેઓ પોતાના હૃદયમાં ઉતરીને એ સત્તાનું સ્વરૂપ વિચારવા જો કે અવકાશ મેળવતા નથી, છતાં તેમને એમ જણાતું હોય છે કે મારા ઉપર ઇશ્વરની કૃપા છે, અને આની પાસે લાભવાળું કામ જ કરાવે છે. આવી ભાવના અનેક સજ્જનોના હૃદયમાં વિરાજતી અમે જોઇ છે, સાંભળી છે અને વાંચી છે. આપણા દેશના મોટા પુરૂષોમાં આત્મવૃતાંત (auto-biography) લખવાની, અથવા પોતાના હૃદયની ભાવનાઓ ડાયરી રૂપે નોંધવાની પણ પ્રથા

નથી. જો તેવું હોત તો તેમના હૃદય ભાવોનું આ સ્થળે દિગ્દર્શન આપવા, અને તેમ કરીને અમારી દલીલનું સમર્થન કરવા અમે શક્તિમાન થાત. પરંતુ યુરોપ અને અમેરીકાના અનેક મહાન પુરૂષો, પ્રવૃત્તિમાં ગમે તેટલા નિમગ્ન હોવા છતાં પોતાના હૃદય-ભાવોને અક્ષરાત્મક કરવાની તક લે છે. અમારા વાંચવામા એવું એક ચરિત્ર આવેલું છે જેમાંથી આ સ્થાને થોડુંક અવતરણ કરીશું ઉદ્યોગનો પિતા ગણાતો એક અનર્ગળ ધનનો સ્વામિ એક સ્થાને એવા ભાવનું લખે છે કે " લોકો મારા સંબંધમાં એવું માને છે કે, હું અત્યંત પ્રબળ ચારિત્રવાન વ્યક્તિ છું, અને દુનિઆને જ્યારે ખ્યાલ પણ ન હોય ત્યારે હું અદ્‌ભૂત યોજનાઓ અને ઘટનાઓનું નિર્માણ કરતો હોઉં છુ. આ લોકોની માન્યતા સાવ ખોટી છે. હું દૂરદર્શી એવો મુદ્દલ નથી. મારી આસપાસના સમુદાય કરતાં મારામા કશુ જ અધિક નથી ઘણીવાર તો હું એક વખતે એક પગલા કરતાં અધિક દૂર જોઇજ શકતો નથી તેમ છતાં મને એમ ભાસ્યા કરે છે કે, મારા મનના કોઇ અગોચર પ્રદેશમાં બધીજ યોજનાઓ તૈયાર રહેલી છે અને વખત આવ્યે તે મને તેની મેળે સુઝી આવશે. મને એમ જણાય છે કે, જાણે હું કોઇ શેતરંજની રમતનું સોગઠું છું અને કોઇ મહત્તર સત્તા, વિશ્વના પ્રાણી પદાર્થોમાં કોઇ શુભ અવસ્થાંતર ઉપજાવવા માટે, મને સાધન તરીકે વાપરે છે. આ અવસ્થાંતરો કે પરિવર્તનો શુ હશે તેની કશી રૂપરેખા મારા હૃદયમાં નથી. વળી તે સાથે એવું તો હું મુદ્દલ માનતો નથી કે મારામાં કોઇ ઉચ્ચગુણોના કારણથી ઇશ્વરની મારા ઉપર ખાસ મહેરબાની છે, મને શરમ છોડીને કહેવા દ્યો કે મારામાં બીજામાં ન હોય તેવું કશુંજ નથી. હું કોઇ જાતની ખાસ કૃપા માટે

લાયક નથી. મારા બીજા બંધુઓ કરતાં કોઇ પ્રકારે હું વધારે સમજણવાળો, વધારે સારો કે યોગ્ય નથી. કેટલીકવાર મારા હૃદયમાં એવો ભાવ પુર જોસમાં પ્રગટી નીકળે છે કે, હું જે કાંઇ કરૂં છું તે મારા પોતાના માટે નથી કરતો, પરંતુ બીજાઓના માટે કરૂં છું—કદાચ આખા યુગ માટે કરૂં છું. છતાં મારા કાર્યમાં બીજાઓનું અને યુગનું શું કલ્યાણ રહેલું હશે તે હું જોઇ શકતો નથી. અરે! કલ્યાણની વાત જવાદો પણ એથી ઉલટું હુ મારા કાર્યથી અનેકનું માઠું થતું નજરો નજર જોવું છું. મારી વિસ્તારેલી બાજીમાં હજારો લોકો લાખો રૂપીઆ ગુમાવે છે અને હજારો લોકો મારા કાર્યોથી ત્રાસ પણ અનુભવે છે. આમ નજરે જોવું છું છતાં મારૂં હૃદય એમ માનતું હોય છે કે, એ બધું યોગ્યજ થાય છે. મારા વિપુલ દ્રવ્યમાંથી મને કશીજ મજા મળતી નથી. દ્રવ્ય મળ્યા પછી મને તે જાય કે રહે તેની લેશ પણ પરવા રહેતી નથી. છતાં એ દ્રવ્ય મેળવવાની જે બાજી હું રચું છું તે બાજીને સાંગોપાંગ સફળપણે ઉતારવાના કાર્યમાં હું અત્યંત રસ લઉછું. મને તેમાં એક રસપ્રદ રમતમાંથી મળતો આનંદ અનુભવાય છે પરંતુ એ આનંદ, રમત ચાલતા દરમ્યાનજ મળે છે. જ્યારે રમત પુરી થઇ ત્યારે તેના હારજીત વિષે મારા મનમાં કશોજ ખેદ કે હર્ષ થતો નથી. મારા કામમાં હું રમતનાં જેવા રસ લુટું છું. પરંતુ કામના ફળને હું જોવા પણ ઉભો રહેતો નથી. આ બધું શાથી થતુ હશે એ મને પોતાને કંશુ સમજાતું નથી. કેવી નવાઇની વાત કે જે કાર્ય હું આટલા રસથી કરૂં છું તેના ફળો ઉપર હું ક્ષણ પણ વિરમતો નથી. તેમ છતાં એટલો તો મને પૂર્ણપણે વિશ્વાસ છે કે, એ બધાનો કાંઇક મર્મ હશે. ભલે અત્યારે મને એ મર્મ નથી સમજાતો તેથી શું થયું ?

કદાચ એક વખત એવો પણ આવી પહોંચે કે જ્યારે આ બધું દ્રવ્ય મારી પાસેથી લઇ લેવામાં આવે, અને કદાચ તેમ થાય તો પણ મને પાકી ખાત્રી છે કે, એ દેખીતી હાનિના સ્થાને અને અવશ્ય કાંઇક એવું મળવાનું કે જેથી એ બધાનો બદલો વળી જાય મને આવું આવું નાનપણથીજ અનુભવાયા કરે છે. અને એ બધાનો કશોજ અર્થ નહી સમજતાં છતાં હું મારી જાતને કોઇ ઉચ્ચત્તર મહત્તર સત્તા વડે દોરાવાની રજા આપું છું. એ સત્તા કોણ હશે તે પણ હું સમજતો નથી. આથી મારા સ્વરૂપનું કોકડું એવું ગુંચવણ ભરેલું મને જણાય છે કે, તમને તેનો ખ્યાલ પણ ન આવે; અને તે છતાં મને તો આનંદ છે. કેટલીક વાર એ સત્તા વડે દોરાવાની હું ના પાડતો, ત્યારે મને કોઇને કોઇ ઇજા થતી, હાનિ થતી, અને જ્યારે તેને વશ થતો ત્યારે મને અવશ્ય લાભજ થતો લોકો જ્યારે મારી અક્કલ અને કુશળતાની પ્રશંસા કરે છે, ત્યારે ખરેખર મને ભારે હસવું આવે છે, કેમકે મારી અક્કલનું સાચું માપ હું સારી રીતે સમજું છું. હું આ મહાન યોજનામાં એક યંત્ર માત્ર છું. એ યંત્રને કોણ હલાવે છે તે હું જાણતો નથી. એ યંત્રનો ચાલક મારા ઉપર કાંઇ સવિશેષ કૃપા રાખે છે એમ હું માનતો નથી." વિગેરે વિગેરે.

આ મનુષ્યને જાણ્યે અજાણ્યે કર્મની ભાવના પ્રાપ્ત થઇ હતી; જેને કાર્યનું રહસ્ય ( Secret of work ) કહેવામાં આવે છે તેની કુંચીનું કાંઇક તત્ત્વ ઉપલબ્ધ થયું હતું. તમે જાઇ શકશો કે તે કાર્યના પરિણામની કે પ્રયત્નના ફળની કશીજ લાલસા, કશોજ દાવો રાખતો ન હતો. અને પ્રવૃતિના ક્ષેત્રમાં તેનો રસ સર્વદા જામેલોજ રહેતો. ફળના અનુસંધાન પૂર્વક, પરિણામોની આસક્તિથી બંધાઇને તે કશામાં જોડાતો:

ન હતો, પરંતુ સબંધ યોગથી, કામના અંગે રહેલા રસની ખાતર તે કામ કરતો હતો. અને તેમ છતાં તેની આસપાસના સમુદાયને તે સંસારના સામાન્ય કીડા જેવો ફળલીપ્સાવાન આસક્ત મનુષ્યો જેવો જણાતો હતો. તેને એમ ભાસતું હતું કે તે પોતે આ મહાન યંત્રના એકાદ નાના સરખા ચક્ર જેવો છે. અને એ ચક્રે પોતાને ભાગ આવેલું કાર્ય યથાર્થ પ્રકારે બજાવવુંજ જોઇએ. તે મનુષ્ય જે કાંઇ કાર્ય કરતો, અથવા ખરા અર્થમાં કહીએ તો કરતો જણાતો હતો, તે કાર્ય ઘણા મનુષ્યને દુ:ખદાયક અને અનર્થકારક થઇ પડતું. તેની આજીસાહજારો લોકો પાયમાલ થઇ જતા અને તેના મગજમાં ઉપજેલી મહાન યંત્રણામાં પીલાઇ જતાં, છતાં બારીકપણે નિરીક્ષણ કરનારને એ દેખીતી અનિષ્ટતાની મધ્યમાં ઇષ્ટનુંજ દર્શન થતું હતું. એટલે કે એ મનુષ્યના કાર્યદ્વારા વિશ્વના આર્થિક સંયોગોમાં કોઇ શ્રેયસ્કર પરિવર્તન થવા નિર્મ્યું હતું. થોડા મનુષ્યોની દેખીતી સ્વાર્થહાની દ્વારા વિશ્વના વિશાળ હિતનો તેમાં સંકેત રહેલો હતો.

ઉપર હમે જે ફકરો ઉતાર્યો છે તે ફકરો લખનાર ધનાઢ્ય મનુષ્યને હમે આપના આગળ, આસક્તિરહિત કર્મ કરનાર એક આદર્શ વ્યક્તિરૂપે ધરીએ છીએ એમ માનવાનું નથી તે ખરો કર્મ યોગી અથવા અબંધ યોગી મુદ્દલ નથી કેમકે તેનું બધું કામ સમજણ વિનાનું, અવ્યક્તભાન વાળું હતું તેનો ઉપયોગ અર્ધ સ્વપ્ન જેવો, ઝાંઝવા જેવો અસ્ત વ્યસ્ત હતો. સાચો અબંધ યોગી પોતાના કાર્યની પાછળ જે તત્ત્વ રહેલું હોય છે તેને જોઇ શકતો હોય છે. તે ભાન પૂર્વક, ઉપયોગ પૂર્વક, જ્ઞાન સહિત બધું કરે છે. આ બધું રહસ્ય તે વ્યક્તપણે

સમજતો હોય છે. અમે જે ઉપરનું ઉદાહરણ ટાંક્યું છે તે માત્ર એટલાજ અર્થે કે હમોએ અત્ર ચર્ચેલી ભાવના તમે ધારો છો તેટલી અજ્ઞાત કે અપરિચિત નથી. બધા મહાન કાર્યો એ ભાવનામાંથીજ ઉદ્ભવે છે. હજારો આત્માઓમાં એ ભાવના આ કાળે અવ્યક્તપણે કામ કરી રહી છે. પ્રવૃત્તિના અસંખ્ય પ્રદેશોમાં મોખરે વિરાજનારા મનુષ્યો આ તત્વનું જ અનુસરણ જાણ્યે અજાણ્યે કરી રહેલા છે, એમ નિકટ અવલોકનકારોને પ્રતીત થયા વિના રહેતું નથી. અમે એમ નથી કહેતા કે, તેઓ આ ભાવનાને સાંગોપાંગ સમજ્યા હોય છે. અમે માત્ર એટલુંજ કહીએ છીએ કે, તેઓ કામની ખાતર કામ કરે છે, કામમાં રસ છે માટે કામ કરે છે. તેમને કામમાં મજા આવે છે તેથી કામ કરે છે ચોપાટ ખેલવાની ખરી મજા ખેલવા દરમ્યાન છે. રમી રહ્યા પછી પરિણામ હારમાં કે જીતમાં આવે તેને કોઇ કશુંજ મહત્વ આપતું નથી તેજ પ્રમાણે ઘણા મનુષ્યો કામને રમત જેવું ગણી તે કરે છે. આનંદથી, અને તેટલી સારામાં સારી રીતે રસપૂર્વક, ઉલ્લાસપૂર્વક કરે છે. કાર્યની વિગતો, તેની પેટા વિગતો, બધી જાણી લેવામાં તેમને મજા આવે છે કુશળ સંગીતવેત્તા પોતાનું સંગીત આલાપ પૂર્વક જેમ વિસ્તારી પોતાના કાર્યમાંથી ઉદ્ભવતી મજા જેમ લુંટે છે તેમ ખરો અબંધયોગી પોતાના હૃદયમાં રહેલા કાર્યના વેગનો બહિર્ભાવ કરીને તેમાંથી આનંદ મેળવે છે. પોતાનામાં રહેલી યોગ્યતા બહિર્પ્રદેશમાં વ્યક્ત કરવામાં તે અત્યંત રસ અનુભવે છે. અને પરિણામોનું શું ? તે તો ઠીકજ છે. ફળને ફળ પોતેજ ભલે સંભાળી લે તેની તેને પોતાને કશીજ દરકાર હોતી નથી. ફળને ખાતર ઝાવા મારવાની બાળબુદ્ધિની ભૂમિકાને તે વળોટી ગયો હોય છે. એ રમકડા બાળકોને

શોભે. વિજયનું પારિતોષિક તેના મનથી કશુંજ કિંમતી ન-
ો. વિજય માટે કાર્ય કરવા દરમ્યાન મળેલો રસ એજ તેને
ાન પુરતો બદલો છે.

આ ભાવના વડે હોશથીને કામ કરનારાઓની સંખ્યા, સા-
ાન્યપણે ધારવામાં આવે છે તે કરતાં ઘણી વધારે છે. અને
મેશા તે સંખ્યાનું પુર વધતુંજ જાય છે. વિશ્વ ઝડપથી એ
ાક્ષ્ય તરફ ગતિ કરી રહ્યું છે, એ ચોકસ માનો. તમે પોતે પણ
મે પદના અભિલાષી હો એવું અમે માનીએ છીએ.

---

## પ્રકરણ ૪ થું.

નિષ્કામ વૃત્તિથી કર્મ કરવાની ભાવના :જે મહાપુરૂષોને
ાપ્ત થઇ છે તેઓ કીર્તિની, વિભવની, ખ્યાતિની, દુનિઆના
ાકૃત જનસમુદાય વડે ઉચરાતી વાહવાહની કશી પરવા
ાખતા નથી. બળવાન આત્માઓ એ બધાને બાળકના રમકડાં
મજે છે. અને મોટી ઉમરના માણસો જેમ બચ્ચાંઓના
ીંગલા ઢીંગલીમાં કશો આનંદ લેતા નથી તેમ અનાસક્ત
ુરૂષો દુનિઆ જે પારિતોષિક તેમને આપી શકે તેમ છે તેમાં
શો રસ માનતા નથી. તેઓ એ બધી ચીજો બાળકોના માટે
જ રહેવા દે છે. કેમકે તેઓ જાણે છે પોતાને તેમાં કશો આનંદ
ાવે તેમ નથી, છતાં બાળકોના મનથી તેની કિંમત છે. આથી
જ્યારે કર્તવ્યના પરિણામની અથવા પ્રયત્નના ફળની વહેંચણી
દુનિઆ કરે છે, ત્યારે તેઓ પોતે તે સ્વીકારવા માટે હાથ
લંબાવવાને બદલે, ફળમાં આનંદ માનનારા બાળકોને મોઢાં
આગળ ધરે છે, અને તેમના હસ્તમાં ફળ મુકાવીને તેના વહે

ઉત્પન્ન થતો બાળકના મુખ ઉપરનો આનંદ અવલોકી પોતે તૃપ્ત થાય છે. તેમનો આનંદ કર્તવ્યમાં છે, પરિણામમાં નથી. ધર્મ પ્રિય મનુષ્યો જેમ ઉપાશ્રયમાં લ્હાણી માટે જતા નથી અને ઉપાશ્રયમાંથી છુટતી વખતે કદાચ લ્હેણી મળે છે તો તેઓ સાથેના બાળકોના હાથમાં તેનું અર્પણ કરાવે છે, તેમ અબંધ પરિણામે કર્તવ્ય કરનાર મનુષ્ય પરિણામ અર્થે કાર્ય કરતો નથી અને તેમ છતાં કદાચ પરિણામ આવે તો તેમાં તેનો રસ, ઉપાશ્રયની લ્હેણીમાં મળતા પતાસાથી અધિક હોતો નથી.

ઘણીવાર જ્યારે દુનિઆં પરિણામ સ્વીકારવા માટે તેને બહુ આગ્રહ કરે છે ત્યારે તેમના સંતોષની ખાતર કદાચ તેને સ્વીકારે છે ખરા, છતાં હૃદયથી તેમને એ સ્વીકારમાં કશો આનંદ રહેલો હોતો નથી તેઓ કદાચ પોતાની છાતી ઉપર સી. આઇ. ઇ. કે કે. સી. એસ. આઇ. નો ખીતાબ ટીંગાડવાની રજા આપે છે, છતાં સાચા મહાજનો-તેને અતે સોનેરી ખીલ્લાના કટકાને જેહને અંતઃકરણનું દાન કરતા હોય છે તેઓની આ હૃદય સ્થિતિ આસપાસનો સમુદાય સમજી શકતો નથી. તેથી આવા મહાપુરૂષને તેઓ પોતાના ટોળા માંહેના એક તરીકે માની લે છે. કેમકે મહાપુરૂષનું સઘળું કેવળ બાહ્ય દેખાવમાં ભાગ્યેજ પ્રતિબિંબીત થાય છે. પ્રાકૃત ટોળાનાં અને મહાપુરૂષમાં તફાવત શું એ પ્રશ્ન જો તમે અમને પુછો તો અમે એટલોજ ઉત્તર આપીએ તેમ છીએ કે " મહાપુરૂષો એ ભેદ જાણે છે અને પ્રાકૃત સમુદાય તે જાણતો નથી."

આ ઉપરથી તમે જોઇ શકયા હશો કે અનાસક્તિ એજ સર્વ કાર્યનું રહસ્ય (Secret of work) છે, અબંધ પરિણામે વર્તવાની ગુપ્ત કુંચી છે, કર્મયોગનો મર્મ છે, અને

આપણા જીવનનો છેવટનો સાર છે. ઘણા માણસો અનાસક્તિનો અર્થ એવો માને છે કે, એવું જીવન ગુજારવાના ઉમેદવારે બધા પ્રકારનો આનંદ પોતાના જીવનમાંથી બાદ કરી નાંખવો જોઇએ. શમ, દમ, ભીષણ, તિતિક્ષા, કલેશકારક વ્રત, ઉપવાસ આદિની પરંપરારૂપ તેણે બની જવું જોઇએ અને ટુંકામાં દુનિઆમાં જે કાંઇ આનંદરૂપ, સુખદાયક તૃપ્તિકારક છે તેનો એકદમ બહિષ્કાર કરી દેવો જોઇએ. આ પ્રકારની માન્યતા તદ્દન ખોટી છે, અને વસ્તુ સ્વરૂપની વિપરીત સમજણમાંથી એવી ભ્રાંતિ ઉદ્દભવે છે. આસક્તિ રહિત કર્મનું સ્વરૂપ સમજનારનો આનંદ અને સુખ ઘટવાને બદલે ઉલટો હજારોગણો વધે છે. તેવો આત્મા પ્રત્યેક સ્થળેથી આનંદ અને તૃપ્તિજ લઇ શકે છે. આ વિશ્વ તેને આનંદમાંથી ઉપજેલું, આનંદમાંજ વિહરતું, અને આનંદની પૂર્ણતા ભણીજ ગતિ કરતું ભાસે છે. તે વિગ્રહના સ્થાને લીલા જુએ છે. પ્રત્યેક સુખદાયક કે દુખદાયક ભાસતી ઘટનામાં તે કોઇ મહાન યોજના પૂર્ણ થવાના ક્રમ ઉપર ગતિ કરતી જુએ છે. તેના મનથી બધું ઠીકજ થાય છે, યોગ્યજ થાય છે, જે કાંઇ સારામાં સારૂં થવા યોગ્ય છે તેજ થાય છે, એવી અંતર્ગત, દ્દઢ, બદ્ધમૂળ શ્રદ્ધા હોય છે. પ્લેગ, દુષ્કાળ, વિગ્રહ, મહામારી એ બધામાં એકજ શ્રેયસ્કર સંકેત, તેના આંતર ચક્ષુઓ સમક્ષ ઉપસ્થિત હોય છે.

અનાસક્ત યોગી અને પ્રાકૃત મનુષ્ય પ્રાણીમાં એક મહાન ભેદ એ હોય છે કે, જ્યારે પ્રકૃત મનુષ્ય પોતાના સુખનો આધાર અમુક વસ્તુઓ અને પ્રાણી પદાર્થો ઉપર હોવાનું માનતો હોય છે, ત્યારે મુક્ત આત્મા, અથવા અખંડ પરિણામે વિહરનાર યોગીજનોના હૃદયમાં, એટલે સાક્ષાત્કાર અત્યંત સુદ્દઢ

હોય છે કે તેમનું સુખ કોઇ બાહ્ય પદાર્થ વિશેષમાં અથવા પ્રાણી પદાર્થ ઉપર નથી, પરંતુ સુખ અંતરમાં રહેલું છે અને બહાર શોધવાથી તે કદી મળે તેમ નથી. આથી તે મહાજનો વિપરીત ભાસતા સંયોગો પરિસ્થિતિઓ અને અનિષ્ટતાઓને પોતાના હૃદયબળથી અનુકુળ બનાવી શકે છે. જ્યાં પામર મનુષ્યો દુઃખ, ત્રાસ, કષ્ટ, અસંતોષ કલેશ આદિનું નિમિત જુએ છે, ત્યાં બળવાન આત્માઓ અરૂચિકર પરિવેશમાં રહેલું, મંગળ વિધાન અને કલ્યાણકર સંકેતનું દર્શન કરે છે. અંતરની સુખમય કે દુખમય અવસ્થાનો આધાર સંયોગોના સુખદાયકપણા કે દુઃખ દાયકપણા ઉપર નથી, પરંતુ તવા સંયોગો પ્રત્યેના આપણા વલણ ( Attitude ) ઉપર છે. આપણા હૃદયના ખુણા ( Angle of vision ) ઉપર તે ભાવનાનું સ્વરૂપ અવલંબીને રહે છે. આથીજ જૈન શાસ્ત્રકારે વેદનીય કર્મને " અઘાતીકર્મ " ની કોટીમાં ગણ્યું છે, અને તે પ્રકારે વિશ્વને ઉપદેશ્યું છે કે શાતા વેદનીય કે અશાતા વેદનીય નામથી ઓળખાતા કાર્મિક સંયોગોમાં, આપણા સ્વરૂપનો ઘાત કરવાનું, અર્થાત આપણી ઇચ્છા વિરૂદ્ધ આપણા ઉપર અસર કરવાનું, કોઈ પ્રકારનું સ્વભાવગત સામર્થ્ય (in herent power) નથી. સંયોગોના સુખદાયકપણા કે દુઃખદાયપણાનો આધાર મોહનીય કર્મના ગૌણતા કે બહુલતા ઉપર રહેલો છે, અર્થાત મોહમાં લપટાવાના આપણા સ્વભાવના તારતમ્ય ઉપર આપણી સુખમયતા કે દુખમયતાની ભાવના નિર્ભર છે, એ કદી ન ભૂલવું જોઇએ. જ્યાંસુધી મનુષ્ય અમુક પ્રાણી પદાર્થમાં લપટાઇને રહે છે, અને પોતાના સુખનો આધાર તે પ્રાણી પદાર્થમાં કલ્પે છે, ત્યાંસુધી તે મનુષ્ય તે તે પ્રાણી પદાર્થનો ગુલામ છે, અને તે પોતાનું જીવન

દાસત્વમાં વિતાવે છે; પરંતુ જ્યારે તે પોતાને એ મોહની આંટીમાંથી મુક્ત કરે છે, ત્યારે તે પોતાનું સ્વામીત્વ, સ્વાતંત્ર્ય, અને સ્વર્ગાધિકાર પુનઃ પ્રાપ્ત કરે છે, એટલુંજ નહીં પણ પોતાના ભિતરમાં રહેલું સુખનું, આનંદનું, તૃપ્તિનું સ્વભાવજન્ય અમિઝરણ મેળવી શકે છે, પરંતુ એટલું નિરંતર સ્મૃતિમાં રાખવું જોઇએ કે, અનાસક્તિનો અર્થ હૃદયનું શુષ્કપણું, અમાયાળુપણું, પ્રેમ હીનત્વ નથી, એથી ઉલટું અબંધ આત્મા નિરવધિ પ્રેમની ભાવનાનો પરિચય આપી શકે છે, પ્રેમ અને મોહમાં ભેદ એટલોજ કે, મોહ એ સ્વાર્થની દુર્ગંધવાળો હોય છે અને પ્રેમ સ્વાર્થ રહિત નિર્હેતુક હોય છે, વિષયાંતરમાં ઉતરી પડવાના ભયથી અમે આ પ્રેમ અને મોહનું સ્વરૂપ વિસ્તારના અવકાશે છાંએ.

જે મનુષ્યો મોહાંધ જીવન ગુજારે છે, અને અમુક પ્રાણી પદાર્થોમાં પોતાના સુખ અને આનંદનું અવલંબન કલ્પે છે, તેઓના મનથી અમે ઉપર જણાવ્યું, તે પ્રકારનું આસક્તિ રહિત જીવન મૂર્ખાઇ ભરેલું અને અવ્યવહારૂ જણાશે. તેઓ એટલુંજ બોલી ઉભા રહેશે કે "આ બધી વાત કહેવામાં તો સુંદર જણાય છે તેની ના નથી, પરંતુ પરિણામની આશા વિના કામ કરવું એ કેમ કરીને બનવા યોગ્ય છે?" અને આ પ્રમાણે તેના અંતઃકરણમાં શંકા થાય તે સ્વાભાવિક છે, કેમકે ઉચ્ચતર જીવનનો તેણે કોઇ કાળે અનુભવ કરેલો હોતો નથી. દેશના રક્ષણ માટે અથવા કોઇ એકાદ ભાવના કે સિધ્ધાંતને ખાતર રણક્ષેત્રમાં માથા કપાવનાર વીર યોધ્ધાનું વર્તન જેમ એક વેપારીને સાહસ અને મૂર્ખાઇ ભરેલું લાગે છે, તેમ આસક્ત મનુષ્યને ફળની અભિસંધિ અથવા પરિણામની આશા

વિનાનું વર્તન અર્થરહિત અને બેવકુફી ભરેલું જણાય છે. પરંતુ આવા મનુષ્યો જો પોતાનાજ કાર્ય પ્રદેશમાં જરા બારીક દ્રષ્ટિથી અવલોકન કરશે તો તેમને જણાશે કે, અમુક પરિણામને લક્ષ્યમાં રાખીને કામ કરનાર મનુષ્ય કરતાં કાર્યમાં પોતમાં રસ સમજીને, કાર્યને ખાતર કામ કરનાર મનુષ્ય ઘણુંજ સુંદર કામ કરી શકે છે, તમે પોતે એકાદ દુકાનમાં અથવા મોટા કારખાનામાં જઇને જ્યાં ઘણા મનુષ્યો કામ કરી રહ્યા છે, ત્યાં જરા નજર કરો, તમને તુર્તજ જણાશે કે, ત્યાં બે પ્રકારના મનુષ્યો કામ કરે છે, એક પ્રકાર એવો માલુમ પડશે કે, જેઓની નજર પોતાની હમેશની રોજી ( wages ) ઉપર છે, અર્થાત તેના મનમાં એમજ રમ્યા કરતું હોય છે કે; હવે ઝટ પાંચનો ટકોરો થાય તો આપણું દનીયું પુરૂં થાય અને અમુક આના કે રૂપીઓ આપણા ખાતે જમા બાજુ ઉપર ચઢી જાય." તેમની નજર હરતાં ફરતાં ઘડીઆળના કાંટા ઉપર છે, જેથી તેમને છુટવાના ટાઇમ કરતાં એકપણ મીનીટ વધુ ચાલી ન જાય તેમનું અંતઃકરણ રોજના પૈસા અને છુટી મળવાનું સુચવતાં ઘડીઆળના ટકોરા ઉપર જામેલું રહે છે. કામને તેઓ વેઠ ગણે છે. પ્રભુએ માથે નાખેલી આફત ગણે છે. અને છુટી મળતા, તેમનું હૃદયકમળ, સોળે કળાએ, વિકસે છે બીજા પ્રકારના મનુષ્યો એવા જણાશે કે, જેઓ અલબત પોતાના કાર્યને પોતાના નિર્વાહનું સાધન ગણે છે, છતાં તેના કામમાં તેને એટલો બધો રસ હોય છે કે, કામ દરમ્યાન તે પૈસાને ખાતર કાર્ય કરે છે તે હકીકત ભૂલી જાય છે. પોતાને અમુક કલાક કામ કરવાનું હોય છે તેનું પણ તેને વિસ્મરણ થાય છે. અને પોતાનું કામ બને તેટલું સારી રીતે, સુંદર અને સંતોષકારક થાય તે માટે

વૃત્તિથી કાળની ગતિના ભાન વિના, ધસડાયે જાય છે. કામનાં રસમાંને રસમાં સાંઝ પડી જાય છતાં પણ તેને ખબર પડતી નથી.

આ બે પ્રકારના મનુષ્યોમાંથી પ્રિય વાચક ! તમે કોને પસંદ કરો છો ? ઘડીઆળના કાંટા ઉપર ડોળો ફેરવ્યા કરનાર પ્રથમ પ્રકારના મનુષ્યને કે કામમાં રસ સમજી કામને ખાતર કામ કરનાર બીજા પ્રકારના મનુષ્યને ? અમને ખાત્રી છે કે, આટલા વાંચન પછી આપ બીજા પ્રકારના મનુષ્યની હૃદય સ્થિતિની ઉચ્ચતરતા સમજતા શીખ્યા છો.

ઉપરોક્ત બીજા પ્રકારના અનેક મનુષ્યો વર્તમાનમાં છે. તેઓ ખરેખર આસક્તિ રહિત કર્મના એક સ્વરૂપનો પોતાના જીવનમાં પરિચય આપે છે વિશ્વનું મગજમાં માત્ર માપ તેમના વડેજ થાય છે કે, જેએ પોતાના કાર્યમાં રસ લે છે. માત્ર રોજ કે પગાર કમાવાના ઇરાદાથી પોતાના નિત્યના કાર્યની ગતિમાંથી સોંસરા જેઓ નીકળે છે તેઓ કશુંજ જીવતા જેવું કાર્ય કરી શકતા નથી. વિશ્વના મોટામાં મોટા કુશળ ચિત્રકારો, અદ્ભુત કાવ્યોની સુધા-સરિતા વહેવરાવનારા પ્રતિભાસંપન્ન કવિઓ, જગતને હાસ્ય, રુદન શોક આદિ રસ-સાગરોમાં નિમજ્જન કરાવનાર મહાન નવલકથાકારો, પોતાની સ્વર-લહરી વડે શ્રોતાઓને તાનના હિંદોળા ઉપર ચઢાવનારા ગાયકો એ બધા કાંઈ પોતાના કાર્યને વેઠ કે ગાડરપે ગણનારા નથી પરંતુ તેમને તેના રસ રહેલો છે માટે તેઓ તેવા અદ્ભુત કાર્યો કરી શકે છે તેના પોતાના આત્મામાં જે કંઇ રહેલું છે તેનો બાહ્ય સૃષ્ટિમાં અવિર્ભાવ કરવા માટે મથી રહ્યા હોય છે તેઓ જ્યારે કામ કરતા હોય ત્યારે તેમને નથી હોતું ભૂખનું ભાન કે, નથી હોતું શીત, ગરમી કે વર્ષાનું ભાન. કાળની ગતિ પણ તેમના

માટે અર્થ રહિત હોય છે. કેટલો સમય વીત્યો, મારા નીમેલા સમય કરતા મેં વધારે વાર કામ તો નથી ખેંચ્યું ને એવો ખ્યાલ સરખો પણ તેમને આવતો નથી. તેમના કાર્યમાં, અને કાર્યથી ઉત્પન્ન થતા રસમાં તેઓ તલ્લીન હોય છે. આત્મ–પર્યાપ્ત હોય છે. "પેટને ખાતર આ બધા ધામા ઉધામા કરવા પડે છે." એવું પામરનું કથન કે કાયરની ભાવના તેમના આત્મામાં કદી પ્રવેશતી નથી. પેટનો ખાડો પુરવો એ તેમના મનથી છેકજ ગૌણ અકિંચિત્કર વિષય છે. કપાસનું વાવેતર જેમ ખેડુત સાંઠીઓને ખાતર કરતો નથી, તેમ છતાં સાંઠીઓ આવીજ મળે છે, તેમ નિર્વાહ–સામગ્રી તે પુરૂષોને તેમના કાર્યમાંથી મળીજ રહે છે તેમનું કાર્ય નિર્વાહને ખાતર નહી પણ કાર્ય માહેના રસને ખાતર, આનંદને ખાતર હોય છે. જેમણે દુનિઆમાં કાંઇક વિજય મેળવ્યો છે, જેઓ પ્રવૃતિની કોઇ એકાદ શાખામાં અગ્રણી હોય છે તેઓ અવશ્ય જાણ્યે અજાણ્યે પરિણામમાં આસકિત રહિત અને કામમાં રસ સમજીને કામ કરનાર હોય છે અલબત તેમનું પરિણામ તેમને મળેલું હોય છે, છતાં તે પરિણામ કામમાં રસમયતાને લીધે મળ્યું હોય છે, નહી કે પરિણામ મેળવવાની હાયવરાળ રાખવાથી. દુનિઆના બધા મહાન કાર્યો આમ જ થયા છે અને એમ જ થવા યોગ્ય છે.

ઘણા અલ્પજ્ઞ મનુષ્યો એમ માનતા હોય છે કે "અબંધ પરિણામે કાર્ય કરનારા પુરૂષો માત્ર પોતાની ભાવનાની સૃષ્ટિમાં જ વિહાર કરનાર હોય છે દુનિઆદારીના વ્યવહારૂ પ્રશ્નોના તોડ નેવા માત્ર ભવ્ય સ્વપ્નોના આદમીઓથી કદી બને નહી. તત્વના પ્રદેશમાં વિચરનારનાં અંતઃકરણમાં માત્ર તર્કોના કોકડાં વણાતા હોય છે. તેમનું જીવન–વસ્ત્ર માત્ર ભાવનાઓના જ વા-

આતાણાથી વણાએલું હોય છે, ટુંકામાં જગતના વ્યવહારિક ક્ષેત્રમાં તેઓ કશી ધાડ મારી શકે નહી " આવું માનનારા મનુષ્યો માત્ર સપાટી ઉપર જોઇને જ બધો નિર્ણય બાંધી દે છે. શાંત અક્ષુબ્ધ પાસીફીક મહાસાગરનો તરંગ રહિત જળસમુહ જોઇ, તેમાં કશી જ ઉંડાણ નથી એમ કોઇ મૂર્ખ મનુષ્ય માની લે, તેના જેવી જ ઉપરોકત માન્યતા છે. સમુદ્રના વાસ્તવિક ઉંડાણનું ધોરણ જેમ તોફાન ભરેલી સ્થિતિ નથી, તેમ વ્યવહારૂ ડહાપણુ અને ચતુરતાનું ધોરણ કાંઇ ધમાધમ કે ટોફાનો મચાવી મુકવામાં, અથવા શોર બકાર કરી મુકી દુનિઆનું ધ્યાન ખેંચવામાં નથી વિશ્વ માંહેની પ્રવૃતિઓની બધી શાખાઓમાં અનાસકત યોગીઓ અથવા " વ્યવહારૂ મહાત્માઓ જ " ( Practical Mystie ) ખરૂં પાણી બતાવી શકે છે. વિશ્વમાં મહદ્ અગત્યના માનસિક આધ્યાત્મિક અને આધિભૌતિક પરિવર્તનો આ વ્યવહારૂ યોગીજનો વડે જ ઉપજી આવ્યા છે. માત્ર સપાટી ઉપર જ ઉદ્યોગ કરનાર કશી ઉંડી અને સ્થાયી અસર ઉપજાવી શકતો નથી. વિવેકાનંદ, રામતીર્થ, દયાનંદ, કેશવચંદ્ર, આદિ સદ્ગત મહાજનો આ યુગમા જે કાંઇ કરી ગયા છે, અને મીસીસ બીસન્ટ રવીન્દ્રનાથ, ગાંધી, માલવીઆ આદિ વર્તમાનમાં કરી રહ્યા છે તે એકલા દુનિઆદારીના ડહાપણવાળા અને વણિગવૃત્તિ વડે જ બધા કાર્યમાં પ્રેરનારા પ્રાકૃત મનુષ્યોથી શું કદી બની શકે તેમ છે ? નહીજ. મહાજનોના કાર્યો, પરિણામ મેળવવાની સ્પૃહામાંથી નથી, પરંતુ કર્તવ્યબુદ્ધિમાંથી, ઇશ્વર પ્રેરીત ધર્મ (Duty નીભાવનામાંથી ઉદ્ભવે છે. તેમની અનાસક્તિ તેમને એવું બળ આપે છે કે જે આસક્ત પામરમાં નથી હોતું. અનાસક્ત નિર્ભય હોય છે, વીરત્વથી ઉભરાતા અંતઃકરણ

ના હોય છે તેના હૃદયમાં એવી દૃઢ પ્રતીતિ હોય છે કે મારા સુખનો આધાર અમુક બાહ્ય સંયોગો કે પરિસ્થિતિઓ ઉપર નથી, અને ગમે તેવા કફોડા સંયોગો અને વિકટ મામલામાંથી પણ મનની જેવીને તેવી સબળ અવસ્થા સહિત હું સોંસરો નીકળી શકીશ. તે જાણતો હોય છે કે, હું જે અચળ ખડક ઉપર ઉભો છું તે ખડકને સમુદ્રનું ઘુઘવતું તોફાન તોડી નાખી શકે તેમ નથી, પરંતુ ઉલટા તે તોફાની મોજાઓ તે ખડક ઉપર અફળાઇને છિન્નભિન્ન થઇ જશે વળી તે જાણતો હોય છે કે, હું મારી ક્ષુદ્ર સત્તા વડેજ કામ કરૂં છું એમ નથી, પરંતુ મારા સ્વરૂપ પછવાડે જે અનંત શક્તિમાન સત્તા રહેલી છે તે વડે કરૂં . આ પ્રકારની શ્રદ્ધા તેને જે બળ અર્પી શકે છે, તે બળ અને ...ોહનું સ્વરૂપ, જેમણે પોતાના સુખનો આધાર અમુક પદાર્થ ...પર માનેલો હોય છે તેઓ કલ્પી પણ શકતા નથી. પોતાની અમુક યોજના નિષ્ફળ જતાં, અથવા અમુક પ્રાણી પદાર્થમાંથી તેના માટે સુખ કે આનંદનો વહતો પ્રવાહ અટકી પડતાં તે પોતાનું આવી બન્યું ગણી લે છે, તેઓ પોતાના જીવનને ધુળમાં મળી ગયુ માને છે અને વિશ્વ તેમના માટે સ્મશાનનું રૂપ પકડે છે.

આથી ઉલટું અનાસક્ત પુરૂષ એમ માનતો હોય છે કે આ મહાન જીવન પ્રવાહમાંથી હું પસાર થઉ છું. આ સમસ્ત જીવનતત્ત્વનો હું પણ એક અંશ છું, અને વસ્તુતઃ કોઇ પ્રાણી પદાર્થનો તત્ત્વતઃ વિનાશ નહીં હોવાથી બધું સર્વ કાળ રહેલુંજ છે, એ બધું મારા વાસ્તવ સ્વરૂપથી ભિન્ન નથી પરંતુ મારામાંજ હુ પોતેજ તે છું આ સર્વનો તે એક અંશ છે. તે ભાવનામાં તેને અત્યંત ઉત્કટ સુખ ( fierce joy ) અનુભવાય છે તેની ભાવનામાંથી ઉદ્દભવતા સુખનો ખ્યાલ આસક્ત મનુષ્યો ક્યાંથી

લઇ શકે.? અનાસક્ત મહાત્મા જનસમુદાય વડે ઉભરાતા રસ્તાઓમાં જાય છે અને ત્યાં અસંખ્ય મનુષ્યોની હીલચાલ ચલનવલન અને વિવિધ પ્રવૃત્તિઓ નિહાળે છે, અને તે બધાને તે પોતાના એક વિભાગ રૂપે ગણે છે સમુદાયની પ્રવૃત્તિ, તેમની પ્રવૃત્તિનો વિકાસ, તેમની ગતિ આગતિઓ એ બધાને તે પોતાનું અને પોતામાંજ ગણે છે, અને તેમાંથી અદ્ભૂત સુખ મેળવે છે. આ મહાન ઉથલપાથલ કે ધમાલથી તે ડરતો નથી અથવા તો ગાભરો બની જતો નથી, કેમકે તે મહાન પ્રવૃત્તિ અને પ્રચંડ આંદોલનોના મૂળમાં રહેલો દૈવી સંકેત તે જોઇ શકતો હોય છે, તે પ્રવૃત્તિના એક પ્રદેશમાંથી અન્ય પ્રદેશમાં જાય છે, અને ત્યાં પણ તેવોજ મહાન ઉથલ પાડો થયા કરતો જુએ છે પરંતુ એ બધામાં કોઇ અદ્દશ્ય હાથ કરી રહેલો તેને માલુમ પડે છે. તે પોતાની પ્રકૃતિને અનુસરતું કામ શોધી લઇ તેને અતિ આનંદથી કરવા લાગી પડે છે અને તે કાર્ય દ્વારા પોતાના અંતર્ગત સૌંદર્ય અને હૃદયની ભાવનાને બાહ્ય પ્રદેશમા લાવે છે આવી ભાવનાથી તેનું બધું કાર્ય થતું હોવાને તે કાર્ય તેના વડે જે સારામાં સારૂં થવા યોગ્ય હોય તેવુંજ થાય છે, અને તેના કાર્યના પરિણામનું શું ? તેના સારા કાર્ય માટે લોકો તરફથી તેને મળવી જોઇતી વાહ વાહનું શું ? તેની તેને કશીજ દરકાર હોતી નથી. જે આનંદથી એક કામ તેણે પૂરૂં કર્યું હોય છે તેજ આનંદ પૂર્વક વળી તે બીજા નવા કાર્યમાં ચાલ્યો જાય છે. કશામાં તે લુબ્ધ થયો હોતો નથી. તે સર્વદા સર્વથી મુક્તજ રહે છે કશામાં તે બંધાઇ પડતો નથી.

આવો મનુષ્ય પોતાના કાર્યમાંથી આનંદ મેળવે છે. જેઓ આસક્તિ રહિત કર્મનું રહસ્ય સમજ્યા હોય છે, તેઓના ચારિત્રમાં ગુમાન કે આડંબરનો એક અંશ પણ હોતો નથી. બાહ્ય

દેખાવ અને ઉપરનો ડામાડોળ તેને બહુજ છોકરવાદી જેવો અને હસવા સરખો જણાય છે. દુનિયાને બતાવવા માટે તે કશુંજ કરતો નથી. લોકોની વાહવાહમાં તેને મુદ્દલ રસ હોતો નથી. તેની બધી હાજતો, આવશ્યકતાઓ અને જીંદગીની જરૂરીઆતો એની મેળેજ પુરી પડી જાય છે. તે સાથે અમારે એ પણ કહેવું જોઇએ કે, તેની જરૂરીઆતો બહુજ ઓછી અને સદી હોય છે. તેની રૂચિઓ સ્વાભાવિક અને સહજે પુરી થાય તેવી હોય છે. તે બહુજ જુજ માગે છે, જો કે તે જુજ બહુ વિશુદ્ધ ઉત્તમ કોટીનું અને સુંદર હોવું જોઇએ. તે પોતાના દેહને અને જીવનને નિભાવવાની સામગ્રી હવા, જળ અને માટીમાંથી મેળવી લે છે, તેમ સ્વભાવિક રીતે, સરલતાથી અને સાદાઇથી મેળવી લે છે. તેઓ જેમ સુખના માટે દોડાદોડ કરી મુકતા નથી તેમ પૈસાની પાછળ પણ દોટ મુકતા નથી. અને તેમ છતાં સુખ તેની મેળે તેમને આવીને ભેટે છે તથા નિર્વાહના આવશ્યક સાધનો પણ પોતાની મેળે આવીને તેની સેવામાં હાજર થાય છે. સ્થૂળ દૃષ્ટિવાળા જીવનમાંથી જેઓ મુક્ત થઇ ઉચ્ચતર જીવનના ભોક્તા બન્યા હોયછે તેમનો આનંદ અમુક પ્રાણી પદાર્થના હાથે નથી. પરંતુ માત્ર જીવનમાંજ તેમનો આનંદ છે જે સુખ અને આનંદ આસક્ત અને મોહમુગ્ધ આત્મા પોતાના ઉત્કૃષ્ટ વિજયની ક્ષણોમાં નથી મેળવી શકતો તેનાથી હજાર ગણો ચઢીઆતો આનંદ અનાસક્ત આત્મા માત્ર જીવનમાંજ અસ્તિમાનપણામાં મેળવી શકે છે.

જ્ઞાની જનોનો એ છેવટનો નિર્ણય છે કે સુખના નિદાન કે અવલંબન તરીકે જેને ગણવામાં આવે છે તે ભલે કોઇ પ્રાણી હો કે પદાર્થ હો, રાજત્વ હો કે દેવત્વ હો, પરંતુ અવશ્ય કરીને તેના અંતરમાં દર્દનો કાંટો છુપાએલો હોયછેજ.

અમુક વસ્તુ કે સ્થિતિમાં સુખ છે એવી માન્યતામાંજ ઝેર ડંખ રહેલો છે. અને જે ક્ષણે આપણે સુખની આશા રાખીએ છીએ તે ક્ષણે તે પોતાનો ડંખ મારી આપણા સમસ્ત જીવનમાં ઝેર ભેળવી દે છે. પરંતુ જો આપણે તેને સુખના કારણ કે આધાર રૂપે જોવાનું બંધ કરીએ, અને તેને માત્ર આપણા જીવનના એક આનુષંગિક અથવા સહગામી રૂપે ગણીએ તો એ ઝેરથી ભરેલો ડંખ નાબુદ થાય છે. એ વિષમય સર્પની દાઢ એની મેળે નીસરી પડે છે. જો તમારા સુખના આધાર રૂપે તમે ખ્યાતિ, કીર્તિ, કે આબરૂને ચાહતા હો, અને કદાચ તમને મળે તો તમને તેની પ્રાપ્તિની સાથેજ અનુભવ થવાનો કે એ ખ્યાતિ પોતાની સાથે એવી એવી અનેક અનિષ્ટ પરિસ્થિતિઓ લેતી આવી છે કે જે તમારા આનંદને સુકવી નાખશે. એ કીર્તિ નિભાવી રાખવા તમારે જીવતોડ મહેનત લેવી પડશે અને તેને સાચવવા માટે તમારા અંતઃકરણથી વિરૂદ્ધનું કાર્ય પણ તમારે કરવું પડશે. પરંતુ તમે જો અનાસક્ત હો, અને કર્તવ્યમાં ગોજાતા હો તો કીર્તિ એની મેળે કદાચ આવવાની હશે તો આવશે, પરંતુ તેના આવવાની સાથે પેલા ઝેરી ડંખને લાવેલો નહી હોય.

મનુષ્યો જેને પોતાના સુખનું અવલંબન માનતા હોય છે તે ઘણીવાર સુખ કરતા દુઃખનુ વિશેષ કારણ થઇ પડે છે. આનું કારણ બીજું કાંઇજ નહીં પણ સુખના મૂળ કારણ રૂપે પોતાના સ્વરૂપને ગણવાને બદલે તેઓ ભ્રાન્તિથી તે તે પ્રાણી પદાર્થને કલ્પે છે. જે દુર્ભાગી ક્ષણે તમે તમારા સુખના આધાર રૂપે કોઇ બાહ્ય પ્રાણી પદાર્થને કલ્પો છો, તે ક્ષણેજ તમારા જીવન પ્રદેશમાં દુઃખને આવવાનું દ્વાર ખુલે

છે. તેમ થવાનું કારણ શું એમ તમે પુછતા હોતો ઉત્તરમાં એટલુંજ પુનઃ પુનઃ જણાવીએ છીએ કે આત્માના અંતરતમ પ્રદેશની પરિતૃપ્તિ કોઇપણ બાહ્ય વસ્તુથી કદી જ થતી નથી એવો ઇશ્વરી નિયમ છે, તમે ગમે તેવી કોઇ વસ્તુમાં તમારી તૃપ્તિ માની બેઠા હશો તો તમને જરૂર કોઇ અણધારી ક્ષણે નિરાશા આવી ભેટવાની સુખ, આનંદ કે તૃપ્તિ કોઇ ઇતર પ્રાણી પદાર્થમાં નથી, પરંતુ તે આપણામાં જ છે. એવો અનંત જ્ઞાનીજનોનો સંદેશ છે, અને તેમ છતાં આપણે એવાં વસ્તુઓમાં આપણું સુખ રહેલું માનીએ તો ધારેલા સુખને બદલે એ પરાધીનપણું આપણા દુઃખ અને કલેશનું કારણ નીવડે એમાં કશી જ નવાઇ નથી.

આસક્ત મનુષ્યોના જીવનમાં, મનુષ્ય હૃદયના કેટલાક ઉચ્ચતમ ગુણો પણ વિકૃતિ પામે છે. પ્રેમ (love) જે આપણા સ્વરૂપનો એક ભવ્યતમ દૈવીગુણ છે, તે પણ આસક્ત મનુષ્યમાં મોહ, મૂઢતાનું રૂપ પકડે છે. આત્માની રસભોગ શક્તિ કામ વાસના રૂપે પરિણમે છે. મહત્વાકાંક્ષા અને ઉચ્ચ આદર્શ ભણી ગતિ કરવાનો કુદરતી વેગ લોભ અને ગ્રહણશીલતા રૂપે પલટી જાય છે. યોગીજનો અને સંતપુરૂષોની ઉચ્ચ સ્વરે એજ ઘોષણા છે કે " પ્રેમ, હજી અધિક પ્રેમ, તેથી હજી અધિક પ્રેમ, પ્રેમમય બનો સમસ્ત વિશ્વને તમારા પ્રેમના આશ્લેષમાં ગ્રહો. " અને છતાં પણ તેજ પ્રેમમાં જ્યારે સ્વાર્થનો અંશ સ્વસુખનો ડંખ ભળે છે ત્યારે તે પ્રેમ પોતાની પાછવાડે દુઃખ આપત્તિઓ અને કલેશોની પરંપરાનું સરઘસ લેતું આવે છે. કોઇ આસક્ત મનુષ્ય જ્યારે એમ કહે છે કે " હું અમુક મનુષ્યને ચાહુ છું " ત્યારે તેના હૃદયમાં તે વાક્યનો શું અર્થ

ાય છે તે તમે જાણો છો ? તેના મનમાં એવી લાલચ હોય
કે " હું જેને ચાહું છું તે મારા ચાહના બદલામાં, મારા
ના પ્રતિ ઉત્તર રૂપે મને ચાહે તો ઠીક " અને કદાચ તેની
લગને અનુસરતો પ્રતિ ઉત્તર ન મળે અર્થાત્ તે તેના પ્રેમનો
અનાદર કે ઉપેક્ષા કરે તો તે આસક્ત હૃદયનો રસ સુકાઇ જાય
છે. તેના જીવનમાં ખાર ભળે છે. આનું નામ પ્રેમ નથી. પ્રેમ
લીવાયના બીજા ગમે તે નામથી તેને સંબોધો. પરંતુ પ્રેમ
શબ્દમાં એવો હલકો અર્થ આરોપી તે ઉચ્ચ ભાવના વ્યંજક
શબ્દને અધોગતિના કીચડમાં નહી નાંખો ખરા. પ્રેમમાં સ્વાર્થનો
અંશ હોતો નથી; તે પ્રેમ ચહવાના બદલામાં કશું જ માગતો
નથી. તેનો પ્રવાહ પ્રેમના વિષય પ્રતિ અસ્ખલિતપણે વહ્યે જાય
છે. ત્યાં સ્વાર્થીની આપ લે નથી. સાચા પ્રેમનું સુખ, જેના પ્રતિ
એ પ્રેમનો પ્રવાહ વહેતો હોય છે તેના સુખમાં રહેલું હોય છે.
પ્રેમના પ્રતિઉત્તર ઉપર સાચા પ્રેમિકનું સુખ નથી, ખરો પ્રેમ
પોતાના આત્માને નિરંતર એમ જ કહ્યા કરે છે કે " આપો,
આપો, આપો, " ખોટો પ્રેમ અથવા મોહ બીજાના સામું
જોઇને એવી બુમ માર્યા કરે છે કે " મને આપો, મને આપો,
મને આપો. " સાચો પ્રેમ સૂર્યના પ્રકાશની પેઠે સ્વાર્થ રહિત
ગાતરફ ફેલાય છે, અને જ્યાં જ્યાં તે પડે છે ત્યાં ત્યાં આનંદ,
ઉત્સાહ, સ્નેહમયતા, સૌંદર્ય અને મંગળનો ઉન્મેષ જગાવે છે,
એથી ઉલટું મોહવૃત્તિ સરિતામાં દેખાતા વમળની પેઠે આસ-
પાસની બધી ચીજોને પોતાના તરફ ખેંચી લીધાં કરે છે અને
બધાનો સ્વાર્થી ઉપભોગ કરે છે.

પ્રિય વાચક ! તમને કોઇ ઇતર આત્મા પ્રતિ એવા પ્રકા
રનો પ્રેમ હોય કે જો તે પ્રેમના બદલા રૂપે સામો આત્મા તમને

ન ચાહે તો તમારા જીવનમાંથી બધું સુખ ઝાકળની પેઠે અ-લોપાઇ જાય તેમ છે, તો પછી તમે જરૂર ગુલામ છો, સ્વામી નથી પણ સેવક છો તમારા સંયોગોના પામર દાસ છો. તમારા પોતાના વિચારો અને આવેગોના કેદી છો. તમે એવી વિકટ આંટીમાં ગુંચવાયા છો કે કોઇ અત્યારે નહી તો બે દીવસ પછી પણ તમારે તમારા પ્રેમના વિષય તરફનો અનાદર સહવો પડશે, અને તમારૂં જીવન નિરાશાથી છિન્નભિન્ન થઇ જશે તમારી સ્વાર્થમયતાના તારતમ્યને અનુસરીને તમારૂં જીવન દુઃખમય બનવાનું. દર્દનો ઝેરી કાંટો તમારી ચામડીને ભેદીને ઊંડો જરૂર ઉતરશે કેમકે તમે જે વિષયમાં મમતા અને સ્વાર્થ કલ્પેલ છે તે વિષય આખરે મર્ત્ય છે, મરવાના સ્વભાવવાળો છે, અને તમે તમારા સુખનો આધાર તેના ઉપર રાખેલો હોવાથી તેના મૃત્યુકાળે તમને અત્યંત વેદના પ્રગટવાની. આથી ઉલટું તમે અનાસક્ત હશો કર્મયોગી હશો અને પરિણામે પ્રાપ્ત કર્તવ્યને દૈવી નિર્માણ સમજીને [illegible] હશો તો તમારા સંબંધે એ દુઃખમય ઘટના બનવાની નહિ. અનાસક્તિનો અર્થ પ્રેમવિહીનતા નથી, ઉલટું ત્યાં અનંત પ્રેમમયતા છે. જેમ વિષ્ટાની ગોળી નાકમાં ભરાવીને કમળવનમાં ફરતો ભમર કમળની સુગંધ લઇ શકતો નથી તેમ સ્વાર્થી અને આસક્ત પામર નિઃસ્વાર્થ, વિશુદ્ધ પ્રેમનો રસ સમજી કે અનુભવી શકતો નથી. તે તો એમજ લવ્યા કરવાનો કે, "જ્યાં બદલાની કે પ્રતિ ઉત્તરની આકાંક્ષા નથી ત્યાં પ્રેમ નભેજ કેવી રીતે ?" સામા મનુષ્ય તરફથી પ્રતિ ઉત્તર વિનાનો પ્રેમ તે કલ્પીજ શકતો નથી. વિશુદ્ધ, નિર્મળ, વિકારની ગંધ વિનાનો સ્વાર્થના ઝેર રહિત પ્રેમનો અર્થ સમજવા પ્રિય વાચક ! તમે પ્રયત્ન કરો. અને તે સમજ્યા પછી અખ

ણામે નિર્મોહવૃત્તિ પૂર્વક જગતમાં કેમ વિચરાય તેનું રહસ્ય
ને આપો આપ સમજાશે.

હવે અમારા સમગ્ર કથિતાશયને ટુંકામાં સંકેલીએ છીએ.
ા મર્મનો ભાગ આ પ્રમાણે છે:- ૧૧ આસક્તિની મૂળભૂત ભાવના
યોગનું અંતિમ રહસ્ય જીવનના અસત્ય અને ક્ષણિક પદાર્થોમાં
ી ગુંચવાઈ જવામાં રહેલું છે. મનુષ્યોનો મોટો ભાગ સાર
ન અને અલ્પજીવી વસ્તુઓમાં મોહ પામી મૂર્ખ બને છે.
તાર્થોમાં ઉપજાવેલી વસ્તુઓમાં મૂર્ખ આત્મા પોતેજ બંધાઈને
સે છે, તેઓ સ્વામિ બનવાને બદલે સેવકનું પદ સ્વીકારી લે
. તેઓ અમુક અમુક વાસનાઓમાં ગુલામ બને છે, અને તે
સનાઓવડે અહીંયા ત્યાં અને તહીંથી અહીં ધકેલાયા કરે છે.
ઓ પડછાયાની પાછળ દોટ મુકે છે. પદાર્થને ઓળખી શકતા
થી. તેઓની શ્વાસભેર દોડમાં તેઓ અનેક ખડક ખરાબામાં
અથડાય છે, અનેક કીચડના ગંધાતા ખાબોચીઆમાં ગબડે છે.
ને આખરે હારીને નિરાશ પામીને બેસી રહે છે. તેઓ જેને
ાવે છે તો અંતરમાં છે, બહાર નથી. તૃપ્તિ અંતરમાં છે કોઈ
દાર્થ વિશેષમાં નથી મનુષ્યો ભ્રાંતિથી પદાર્થમાં સુખ માની
તે મેળવવાની શોધમાં ફરે છે. આ બધી વાસનાઓ આત્મા
ા અવિકસિત અંશોમાંથી ઉદ્ભવેલી હોય છે. જે અનેક હલકા
જીવનમાંથી તે પસાર થયો હોય છે, તે જીવનના સંસ્કારો હજી
મનુષ્યમાં રહેલા હોય છે; અને તે સંસ્કારોમાંથી તેની ઉપરોકત
વાસનાઓ પ્રગટે છે, આ વાસનાઓ સ્વતઃ અનિષ્ટ છે એમ
અમે કહેવા માગતા નથી, પરંતુ એટલું જ કહીએ છીએ કે
એ વાસના ત્યાં આત્માના વિકાસક્રમની અમુક ભૂમિકાએ
... ... ... ... અથવા મનુષ્યત્વની હલકી અવસ્થાઓમાં

# ચારિત્ર ગઠન.

## ( ૧ )

## ( Character Building )

પ્રત્યેક વાચકને ન્યુનાધિક અંશે ખબર હશે કે આપણે આપણું ચારિત્ર અથવા વર્તન, સંકલ્પ બળથી, કેળવણીથી, મનને દમવાથી, સંયમથી અથવા એવા જ પ્રકારના બીજા સાધનોથી ફેરવી શકીએ છીએ. વાસ્તવમાં ધર્મ સંપ્રદાયોનો મૂળ હેતુ જ એ હોય છે કે તેને અનુસરનાર વર્ગનું ચારિત્ર ઉન્નત બનાવવું, આ લોકનું અને પરલોકનું હિત સચવાય એવા પ્રકારનું વર્તન તેના અનુયાયી સમાજ ઉપર ઠસાવવું, અને દેશ કાળની પ્રધાન ભાવનાઓને અનુસરી તે કાળે તેવા ચારિત્રને રચવાની સુગમતા કરી આપવી. ચારિત્રગઠન એ પ્રકારની કળા છે. એ કળાના અનુશીલનથી માણસ પોતે ધારે તેવો બની શકે છે.

ખાસ કરીને જૈન દર્શને આ શાખા ઉપર અન્ય દર્શનો કરતાં અધિક ધ્યાન આપેલું જણાય છે. શ્રાવકો તેમજ સાધુ વર્ગ માટે એ દર્શનના પ્રણેતા મહાજનોએ વર્તનશાસ્ત્રના નિરાલા ગ્રંથો બનાવી તેમના આગળ વર્તનના આદર્શો ખડા રાખ્યા છે. અને એ આદર્શને અનુરૂપ જીવન ઘડવા માટે અનેક પ્રકારની યુક્તિ પ્રયુક્તિ અને વિધિ તેમજ આચાર પ્રવૃત્તિ પ્રબોધી છે. મૂળતો આ બધા આચારો ચારિત્રના નિયામક સાધનો હતા, અને તે પ્રત્યેકમાં ચારિત્રને ઘડવાનો કોઇને કોઇ સંકેત રહેલો હતો. શિષ્યની માનસ પ્રકૃતિને અનુસરી તેને

અમુક આચારોને અનુસરવાની આજ્ઞા કરવામાં આવતી હતી, અને એ અનુસરણનો ઉદ્દેશ તેનામાં રહેલા કોઇ અનિષ્ટ લક્ષણો, સંસ્કારો અથવા વલણોને દાબી દેવાનો, તેમજ ઉત્તમ અને આવશ્યક ઇષ્ટ લક્ષણનો આવિર્ભાવ કરવાનો હતો. પરંતુ કાળે કરીને આ બધા આચારો અને વિધિઓમાંથી તે નીકળી ગયો. પછી તો તે હેતુ વિનાના શૂન્ય થઇ પડયા. માલ ખાલી કર્યા પછી બારદાનની જેવી હાલત રહે તેવી હાલતમાં અત્યારે એ આચારો આવી પડયા છે. કેમકે તેમાં હેતુ અને અર્થરૂપી આત્માનો અભાવ છે.

વિધિઓ, આચારો, ક્રિયાકાંડો એ શરૂઆતમાં, તેમની ઉત્પત્તિ કાળે, હેતુપૂર્વક પ્રવર્તેલા હોય છે. પરંતુ સમયના પ્રવાહ સાથે એ હેતુનો વિલય થઇ જાય છે. દર્શન માત્રની એવી સ્થિતિ અનિવાર્ય છે. જે કાંઇ નામ ધારી છે તેનો જન્મ, સંવર્ધન, ક્ષય અને વિનાશ કોઇથી રોકી શકાતો નથી. એક પછી એક નવા દર્શનો પ્રગટ થયા કરે છે. એનું કારણ એજ છે કે, જુના દર્શનમાંથી અર્થ અને હેતુ ઉડી ગયા હોય છે, અને તેથી તે સમાજની પ્રગતિ માટે ઉપયોગી રહ્યા હોતા નથી. એથી જુદા જુદા દર્શન અને સંપ્રદાયના ખોખામાં એ અર્થ અને હેતુ પ્રવેશ પામીને સમાજને પોતાની ઉત્ક્રાંતિમાં સહાય આપ્યા જ કરે છે. નામ કદાચ બદલાય એથી બુદ્ધિમાનો સત્યનો ક્ષય થયો માનતા નથી. કેમકે નામની સાથે નાશની ભાવના પણ સંકળાએલી જ છે. એકને એક નામ, પછી તે ગમે તેવા અર્થવાળું હોય, તોપણ તેનું પુનઃ પુનઃ ઉચ્ચારણ અને ઉલ્લેખ સાંભળવાથી તે સામાન્યવત્ થઇ જાય છે; અને જો એ અર્થ બીજા નામના ઢાંકણમાં મનુષ્ય દૃષ્ટિ આગળ ન

આવવા પામે તો મનુષ્યની પ્રગતિ અટકી પડે એમાં શક નથી.

એક કાળે જૈન દર્શન એ ચારિત્રને ખીલવવાની શાળા હતી. તે દર્શને વિહિત કરેલા અનેક આચારો અને વિધિઓ સર્વ ભિન્ન ભિન્ન પ્રકૃતિના મનુષ્યોને બંધ બેસતા થઈ પડે તે માટે સૂક્ષ્મબુદ્ધિ અને વિવેકપૂર્વક સ્થાપિત કરવામાં આવ્યા હતા. બધા જ આચારોને બધાજ મનુષ્યો અનુસરે કે પાળે એમ કાંઈ નહોતું જેને જેવું ચારિત્ર ખીલાવવું હોય તેને અનુસરતો આચાર તે તે મનુષ્ય અનુસરે એવો નિયમ હતો. જેમ ઇસ્પીતાળ માંહેની બધી જ દવાઓ બધાએ દર્દીએ ખાવી જોઈએ એમ નથી, તેમ શાસ્ત્રમાં દર્શાવેલા બધા જ આચારો અને વિવિધ પ્રકારની ક્રિયાઓનું અનુશીલન પ્રત્યેક મનુષ્યોએ કરવું એમ ફરજીઆત નહોતું જેમ અમુક રોગથી પીડિત દર્દવાળાએ આખી ઇસ્પીતાળમાંથી અમુક બે ચાર જાતની દવાઓ જ લેવી જોઈએ તેમ અમુક પ્રકારના ચારિત્રવાળા મનુષ્યે પોતાને જેવા પ્રકારનું તે ચારિત્ર રચવું હોય તેને અનુરૂપ આચારોજ સેવવા એવું ધોરણ પ્રવર્તતું હોવું જોઈએ. પ્રત્યેક મનુષ્ય એ અસંખ્ય યોગોને અને અગણિત સાધનોને એક સામટો આદરી શકે એમ બને જ નહીં. શાસ્ત્રો એ દવાખાના જેવાં છે. જેમ અસંખ્ય ઔષધિઓ છે તેમ શાસ્ત્રમાં અનેક આચારોની ગોઠવણ કરેલી છે. એ બધા જ બધાને માટે નહીં; પરંતુ તે માંહેના અમુક અમુક પ્રકારના મનુષ્યો માટે છે.

શાસ્ત્રીય ગ્રંથોમાં ચારિત્રને ઘડવાની ગમે તે પદ્ધતિ આપી હોય તે સાથે અત્યારે આપણો કાંઈ સંબંધ નથી. કેમકે કાળના પ્રસારામાં એ પદ્ધતી વર્તતી તેના મૂળ સ્વરૂપથી કાંઈ જુદાજ પ્રકારે અત્યારે આપણા જોવામાં આવે છે.

અમે જુનું એટલું બધુંજ યોગ્ય માનતા નથી. એકપક્ષે જેમ અમે નવાને (પછી તે ગમે તેવું ભેત્રફકાર્ડ ભરેલુ હોય) વધાવી લેતા નથી, તેમ જુનાને પણ (પછી તે ગમે તેવું ગોટા પડતું અને અર્થ-ભ્રષ્ટ હોય) અયોગ્ય આદર આપતા નથી એ બધા-માંથી જે કાંઇ આપણી વર્તમાન પરિસ્થિતિને ઉપયુક્ત થઇ પડે તેનોજ અમે સ્વીકાર કરીએ છીએ. કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે, અમે આ સ્થાને ચારિત્ર-ગઠનની જે યોજના આપીએ છીએ તે જુના અને નવાનું મિશ્રણ છે, એ ઉભયમાંથી જે મુદ્દાઓ કાળની અને પરીક્ષાની કસોટીમાં સાચા ઠર્યા છે તેનેજ અમે અત્રે આપવા ધાર્યું છે. અમને પોતાને જુના ઉપર મોહ નથી તેમ નવા ઉપર દ્વેષ સ્થાન નથી. અંધપરંપરાથી કે પોતાની શક્તિનો વિચાર કર્યા વિના દીવસોના દીવસો સુધી માત્ર ઉપ-વાસ ખેંચ્યાં કાઢવા, શરીરની અને મનની સ્વાભાવિક અને કુદરતી હાજતો ઉપર બળાત્કાર કરી તેમની પાસે અમુક પ્રકારની ટેવો પડાવવી, કલાકોનાકલાક સુધી એક ઠેકાણે એક આસને બેસીને મંત્ર જાપ કરાવવા એ સર્વમાં અમને પોતાને વિશ્વાસ નથી. એથી કાંઇ ચારિત્ર સુધરતા પામતું હોય એ અમે માની શકતા નથી, અને કોઇપણ બુદ્ધિમાન મનુષ્ય એ પ્રકારે માની પણ શકે નહી. જે કાંઇ અસ્વાભાવિક છે, આપણી વર્તમાન લાગણીઓ ઉપર આઘાત ઉપજાવનાર છે, મનને અતિશય કંટાળા આપનાર છે, જે આચારમાં નવાણું ટકા અરૂચિ અને અણગમાનું તત્ત્વ ઉભરાતું હોય છે, એ સર્વે ચારિત્ર સુધારવાને બદલે ઉલટું મનુષ્ય જીવનને અકુદરતી ( abnormal ) બનાવે છે. એવા આચારોના અતિ સેવનથી ચિત્ત સ્થિતિ બેચેન, નિર્વદમન, અશાન્તિપૂર્ણ અને જ્યાં ત્યાં

